# રીચમંડ વીલાનો વારસ.

## ઇંગ્રેજી સંસારની એક વારતા.

લખનાર—બહેમનજી નવરોજી કાબરાજી.

પ્રગટ કરનાર, મી० દીનશા એ. કરકરયા તે 'ઢાંગ-સોંગ'
ચોપાન્યાંના માલેક અને અધિપતી; ઢાંગ-સોંગ વાર્તા માળા નંબર
વન, ટુ. અને થ્રી, વીસ લાખનો વારસો, લફંગો લવજી,
સમરકંદનો શાહજાદો, ઓરત, જીવપર જોરાવરી, ભાઈ કે
કસાઈ, ઘડી ચપકો, પીકચર સાગની પાક ખોરદેહ
અવસ્તા, મુશકીલ આશાન, હકદારનો હક,
બાજધરણાના અવસ્તા, એક પથ્થરના પ્રતાપ,
મુતીના આખનો હીરો, દુન્યા કે દોજખ,
ગંધાતો ગુલાબ, શીરીનની કહાણી, સફેદ ઠગ,
બેદીલ કે બેવફા, મા—સગી કે સાવકી,
મનોરમા, શેર સોદા યાને શેરબજાર,
મુફત નવાલો અને સેહતાનનો
હવાલો, ગુલવાડીનું ગુલાબ,
નખરાબાઝ નસીબ,
વિગેરેના પ્રગટ કર્તા.




આ વાર્તાની ચોપડી મી० બ. ન. કાબરાજીએ ફ્રીયર રોડ, કોટ મુંબઇથી
લખી છે, અને મી० દીનશા એદલજી કરકરયાએ ૨૬૭
ગ્રાંટરોડ મુંબઈ, પોતાના "માણેક પ્રીન્ટીંગ
પ્રેસ"માં છાપી છે અને ત્યાંથીજ પોતાને
માટે પ્રગટ કીધી છે.

# દીબાચો.



આ કરકરયા "નામદાર" ધરયા ધરાતા નથી! "હૉંગ-સોંગ" ચોપાન્યાનો આ ઉમંગી માલેક એક દસ્તુરજાદા છે, અને તોપણ દસ્તુરના ધંધા કરતાં તેમને એક પબ્લીશરના ધંધામાં વિષેશ છક્કાંજ હોવાં જોઇએ, કેમજે એ સુફેદ પાગડીવાળા શીરેસ્તાઇ તુરના "નામદાર" માહરાં અને બીજાં થોડાંક આગેવાન લેખકોનાં પુસ્તકો ઉપરાસાપરી છાપીને બાહેર પાડતા રહયા છે. એવણ ભાઇ જણાવે છે કે એમનું આ ૨૮ મું પુસ્તક છે, અને આ તો નિર્વીવાદ છે કે પારસી પબ્લીશરોમાં પોતાના સાહસ અને હિંમત સાથે એ ભાઇ પહેલા નંબરે આવે છે, જેથી કોઇએ અડધું મજાકમાં અને અડધું ગંભીર એમને જે "પારસી મૅકમીલન"નું નામ આપ્યું છે તે એમના દુશ્મનોની "બાંશપર" એવણ નામદાર ખરૂં કરી આપતા રહ્યા છે. એ ભાઇ તમારા પારસી પબ્લીશરો, જે એકાદ આંગળીના ટેરવાંપર પણ ગણાય નહી એટલા થોડા છે, તેમાં વગર શકે ઘણો આગેવાન દરજ્જો ભોગવે છે, અને ગુજરાતી સાહીત્યમાં એક દસ્તુરજાદાની શામીલગીરી તમામ સાહિત્યમંડળ વાસ્તે માન ભરીજ સમજાવી જોઇએ.

આ "રીચમંડ વીલ્લાનો વારસ" ઇંગ્રેજી સંસારની એક વારતા છે, કે જે મેં વીસેક વરસોની વાતપર અત્રેનાં પ્રખ્યાત "સાંજવર્તમાન" સારૂ કટકે કટકે ખાસ લખી હતી, અને તે વખતે તે એ કોલમમાં મોટા ઉમંગથીજ વંચાઇ હતી.

ત્યાર કેડે, વળી, તેજ વારતા થોડાંક વરસોની વાતપર ભાઇ દીનશાજી કરકરયાએ પોતાનાં "ઢોગ-સોંગ"ની કટારોમાં નવાં જેમ અને જોશ સાથ પાછી છાપી હતી, અને હાલ વળી આ પુસ્તક રૂપે તેની ૧૦૦૦ પ્રત છાપીને બાહેર પાડી છે, એટલે ખરી રીતે તો એ મારી વારતાની આ ત્રીજી આવૃતિ છે, અને આ આગમજ માહરી સેંહેંકડો વારતાઓ જે બેતકરાર ઉમંગથી વંચાતી રહી છે તેમાં આ નવીન પુસ્તક તેનાં નવાં વાંચનારાંઓને કશીજ રીતે નાઉમેદ કરવાનું નથી. વાર્તા નાહની પણ બીલકુલ નિષ્કલંક અને ખરેખરી રસીલી છે, અને ગુજરાતી શોખીન વાંચનારાં અઝીઝો વચ્ચે તે હમેશની ઉલટથીજ વંચાશે એવી માહરે ઉમેદ રાખવાની છે.

ફ્રીઅર રોડ, કોટ.
મુંબાઇ, તા. ૧૫-૩-૨૧.

બ. ન. કાબરાજી,
રચનાર.

# અર્પણ.

## મરહુમ દોરાબજી જ. નાયગામવાલા,

—માહરાં બેહેન શીરીન (મેહેરબાઇ)ના ખાવંદ—

જેઓ

માહરાં વાહલાં અને અતી લોકમાનીતાં 'પુરસદ'ના
અવલ સ્થાપક હતા, અને જેવણે છેલ્લાં ૪૧ વરસોની
વાતપર એક ચોપાન્યું ચાલુ કરવાનો મને પ્રસંગ
થતાં તે પોતાનાં તે આગમચ સ્થાપેલાં ને
બંધ પડેલાં ચોપાન્યાંનું સબકતું નામ મને
ખુશીથી બેનાયત કર્યું હતું, તેમની
તે અને તેવી માહરા જોગી ભલાઇનાં
હેસાંનમાં તેમની અશો યાદને
આ નાહનું પુસ્તક હું
ઘણાં માન સાથ
અર્પણ
કરૂં છું.

બ. ન. કાબરાજી.

ફ્રીયર રોડ, કોટ.

# માહરૂં ૨૮ મું પુસ્તક !

સતાવીસમાં પુસ્તકની શાહી સુકાવાને માટે ઝાઝો વખત લાગો નથી તેટલાંજ કંઇ સારા સંજોગો વચ્ચે ભાઇ બહમનજી કાબરાજીની વાર્તા "રીચમંડ વીલાનો વારસ" બાહેર પડે છે. આ એક અજબ સંજોગ છે અને એટલા બધા ઉતાવળા સંજોગો વચ્ચે આ વાર્તા બાહેર પડશે એવી વકી સ્વપ્ને પણ અમોએ રાખી હતી નહીં-પણ બનવા કાળ હોય છે તે બન્યા વગર રહેતું નથી, તેમ આ નાહની વાર્તા બહુજ ટુંક વખતમાં બાહેર પાડીને હમોએ જરા દમ નીચે ઉતાર્યો છે.

બ્યસની આદમીઓ પોતાની ટેવ છોડતાં નથી તેમ સાહીત્યની પછવાડે એક બ્યસનીની પેઠેજ હમોને ધસડાતા જોઇ સર્વે કોઇનું માનવાનું છે કે આ ધંધામાં કંઇ મોટું કીમીયું હમારે હાથ આવેલું લોકો સમજે છે. તેથી હમોબી કંઇ દલગીર થતા નથી, પણ "ભરી મુઠી ભારમાં" જેવો આપણેબી હીસાબ રાખીનેજ કામ લઇએ છીએ.

આ વાર્તાનો પ્લોટ હમુને બહુજ પસંદ પડયો છે. વાર્તા ટુંકી છે પણ પીજન પાટલાથી તદન નીરાળી છે એટલે બેશક બધો માવોજ એમાં ભરેલો છે. આ વાર્તા ખચ્ચીત હમુને ઘણી ગમી છે અને એ વાર્તા બાહેર પડેલી જોઇ વાંચનારાઓબી ખુશી થશે એવી માહરી માન્યતા ખોટી પડશે નહીં.

લા૰ દુવાગો,

દીનશા એ. કરકરયા

તા૰ ૧૦-૩-૧૯૨૧.

## લેટેસ્ટ ફેશનનાં દાગીના
### મેળવવાનું ભરૂસેદાર ઠેકાણું આજ છે.




# ઝવેરી ત્રીભોવનદાસ ભીમજી

શાદી
રામસનીનાં શુભ
દીગામ ઉપર
પધારવા ખાસ
અરજ કર્યે
છીએ.

આંખને
ઉડીને વળગે
એવા ડીઝાઇનો
એકવાર જોયા
શિવાય ખ્યાલ
આવનાર નથી

**નીચલું એડરેસ ધ્યાનમાં રાખશો.**

# ત્રીભોવનદાસ ભીમજી ઝવેરી.

**શેખ મેમન સ્ટ્રીટ, ઝવેરી બજાર, મુંબઇ.**

દેશાવરનાં ઘરાકો ઉપર પુરતું ધ્યાન આપી વી. પી. પોસ્ટથી મોકલવામાં આવે છે.

## ફેન્સી પ્રેઝન્ટ આપવા લાયક ચીજો.

**ટેબલ અને ટાંગવાના કલૉકો. ટાઇમપીસો.**

☞ દુરબીન, લાઈનો કયુલર અને
મેગની ફાઈંગ ગલાસો ☜

હ
ન
ટીં
ગ



હાફ
હ
ન
ટીં
ગ

**રીપોટીર ક્રોનોમીટર તથા રીસ્ટ વૉચ.**

ખરા સોનાની કમાનનાં ક્રિસ્ટલ અને પેબલ ચશમા—રીમલેસ
અને સ્ટીલ નીકલ ગોલ્ડ, ગોલ્ડ વિગેરે.

**☞ વલી ફતેહમહમદની કુંપની.**

અબદુલ રેહેમાન સ્ટ્રીટ, મારકીટ પાસે, મુંબઈ.

# રીચમંડ વીલાનો વારસ.

## ઇંગ્રેજી સંસારની એક વારતા.

—:o:—

## પ્રકરણ ૧ લું.

—:o:—

"રીચમંડવીલા" એક પુરાતન મહેલ હતો, કે જેને ઘણી લાયકીથી એ વડવાઓની ઓલખ પોકારનારૂં અને યાદ સાચવનારૂં નહાનું અને બીલકુલ સાદું નામ આપવાનું અસલવારેથી પસંદ કરવામાં આવ્યું હતું; અને તેના એક આરાસતા મોરનીંગ રૂમમાં જ્યારે લેડી મેરી હાલમાં કાંઇ લખતી બેઠી હતી ત્યારે તેનો સસરો સર જોન રીચમંડ પોતે હાથમાં એક તરતની આવેલી ને વાંચેલી ઉઘાડી ચીઠી લઇને દાખલ થયો.

"મેરી દીકરા," તેણે કહ્યું. "ફ્લેચરવાળાં છેક છેલ્લી ઘડીએ વળી ના લખેછ જે આજ રાતના ડીનરમાં આવવાને તેઓ માહેલાં કોઇથાળી બનવાનું નથી, ઘણી માફ માંગીને લખેછ."

લેડી મેરીએ નસકોરૂં ચઢાવ્યું.

"કેવું ન્યુસન્સ!" તેણીએ કંટાલાના ખીજવાટથી કહ્યું, "મારી ટેબલની બધી ગણત્રી પાછી ઉંધી વળવાની!"

"અને વળી વાઈટકોંબ આવવાનો છે," એ બધા છેક

છેલ્લી ઘડીના નહીં ધારેલા ગડબડ ઘોંટાલાથી પોતાની તુમાખી વહુને કારજ કરવાને તે ઘરડો સસરો ખીહીતો કે ચમકતો હોય તે કીસમના ખસ્યાણાંપણાંનું ફીકકું હસીને, સર જોને વધારામાં કહયું. "એ ખી બેટીબાપ ઉલ્લુ છે. મચકાઇ મચકાઇને છેક છેલ્લે આવવાનું છેલ્લી ઘડીએ હા લખી વાલેછ!"

"વેલ," લેડી મેરીએ થાક અને કંટાલાની અદાથી પોતે લખતી હતી તે કાગળ અને પોતાની કનેથી એક નરમ હડસેલા સમેત હઠારી નાખીને રીફ નાચારીના દેખાવથી કહયું, "પડયું તે તો પંજેરવાનું! બીજો ઉપાયજ શું છે? વળી મને નવેસરથી ટેબલ પાછી ગોઠવવી પડશે."—અને હયાં બાજુમાંની એક લો ચેરમાં તેના જવાન દેરાંણી વાંચતી બેઠેલી હતી તેના તરફ જોઇને વધાર્યું, "લારા જરા પેલું લીસ્ટ પાછું લાવો ને મને મદદ કરો."

લારા ઉઠી પોતાની જેઠાણી તરફથી હુકમ થતાં તેણીએ પોતાના હાથ માંહેલી નોવેલ બાજુંની ટેબલપર મુકી દીધી, અને પછી તેણીને થયલી ફરમાસ મુજબ તે રાતનાં પહરોણાં-ઓનું લીસ્ટ તે લેવા ગઇ.

તે ઘણી જવાન અને ઘણી સુંદર હતી એ લારા, લેડી મેરી કરતાં બી ઘણી વધારે જવાંન અને ઘણી વધારે સુંદર, તે સર જોનના બીજા બેટા મી૦ રેજીનાલ્ડ રીચમંડની મોહરદાર થતી હતી, અને હાલ શોગના શીહા પોશાકમાં હતી. તેણીનું પહેલુંજ બચ્ચું—એક ગલગોટા જેવો બાળક બેટો—થોડું એક પર મરી જવાનો તે માતાને શોગ હતો.

લેડી મેરી "મોટે ઘરની અભઇજી" હતી. તે અસલમાં

બી એક ઉમરાવનીજ બેટી હતી. અને સર જોનના વડા બેટાની પરણેતર હોવાને લીધે જ્યારે સર જોન ટાકો ઘડી કરે ત્યારે પોતાના ખાવંદ જોડે, અલબત, તેજ આ મોટા મેહેલની માલીક અને વારસ થનાર હતી.

તે સોસાયટીમાં આગેવાન હતી. એક ઉમરાવની બેટી અને બીજા ઉમરાવની વહુ તરીકે તેનો વગવસીલો સોસાયટીમાં બેશક, ઘણો હતો, અને વર તેમજ સસરાની તે ઘણી લાડકી હતી. તે પોતાના સસરાના મેહેલમાં અવારનવાર આ ક્રીસમનાં "ડીનર"ને "બોલ" આપતી હતી, અને આજે જ્યારે કોણ કોણ આવવાનાં ને ટેબલપર કીયો ગ્રહસ્થ કેઇ બાનુને હાથ આપીને જમવા લઇ જાય તે બધી બંદેબસ્તીઓ પરીનેકવ થઇ રેહેલી ત્યારે તેવામાં ફલેચરવાલાંઓની અચબુચ ચીઠ્ઠીના લખાઈ આવવાથી નવેસરનો ગરબડ ઘોંટાલો થઇ પડયો, ને તે ઉપરાંત એકલડોકલ વાહીટકોંબ છેલ્લી ઘડીએ આવવાનું હા લખતો હોવાથી લેડી મેરીની મુંજવણ તદન નહી ધારેલી ઘણી વધી પડી હતી.

લારા લીસ્ટ લઇ આવી.

લેડી મેરીએ ભવાંપર ચઢેલા કંટાલાના ચીલ્લા સાથે તે લીધું ને પાછું તપાસવા માંડયું, કે જ્યારે લારા તેની ખુરસીની પાઠેથી તેનાં ખભાંપર ટીંગાઇને તે જોતી અને વાંચતી હતી.

"એમ કરોની," લારાએ સુચવ્યું, મી૰ ફ્રેરોસ્ટને મીસીસ લેનટનને લઇ જવાનું સોંપો, ને સર રોડલી ત્યારે લીલા ફ્રેઅરને હાથ આપી શકશે."

"પણ ત્યારે વાહીટકોંબ કોણને લઇ જાય?" સસરાજી

જેવણ સાંમાં બેઠા બેઠા પોતાની વહુઓની આ ગોઠવણો ઘણાં ધ્યાનથી તપાસતા હતા તેવણે યાદ કરાવી.

"હા, તે વાત તો ખરી," લારાએ નાચારીથી કહયું.

"એમ કરો," થોડાક વિચાર પછી લેડી મેરીએ એકદમ એક ઠરાવ પર આવતાં કહયું, અને ત્યારે તેના ચેહેરા પરથી કંટાલો એકદમ દૂર થયલો દેખાયો; "જુલ્યનને ના કહેવાડો જે એની આજે ટેબલ પર જગ્યા થવાની નથી; એણે આજે જુદું જમી લેવું જોઇશે."

"ઓ યસ, ઘણોજ નેક વિચાર," પેલાં બેઉ તરત એકમત થયાં,–અને પરીણામમાં થયું એમ કે જયારે જવાન જુલ્યન રીચમંડ માલ ઉપરનાં તેના ઓરડામાં નીચે ડીનરપર જવાને માટે સંભાલની ટાપટીપથી તૈયાર થતો હતો ત્યારે વડા બટલરે આવીને ટપટપ તેના ઓરડાનું બારણું ઠોકયું, ને "કમ ઇન"ના જવાબમાં અંદર આવી તેને લેડી મેરીનો પેલો સુફ્યાણો પેગામ કહયો જે એક લેડી ઘટી પડવાને લીધે આજે ટેબલ પર તેની જગ્યા થઇ શકવાની નથી, માટે તેણે નીચે આવવાની તસ્દી લેવી નહીં.

"ઓલ રાઇટ, બેનસન," તે છોકરાએ એ સાંભળી તુરત વેલા તો બેપરવાહીના દેખાવથી કહયું; "મારે વાસ્તે થોડુંક બુકબાચકો ખાવાનું ઉપર અહીં મારા ઓરડામાંજ મોકલી આપ."—અને બેનસનનાં જવા પછી ને તે બારણું પાછું બંધ થવા પછી તે ગરીબ છોકરાએ નાસીપાસીને ખીજવાટના આવેશમાં લોહી ધાઇ આવ્યું ત્યાં સુધી પોતાનો હોઠ કરડયો. તેની ચતુર આંખ્યો ગુસ્સાનાજ ચમકારા કાઢતી થઇ, ને તે ચેહરામાં તમામ લાલ થઇ ગયો.

તે હજી તો ઘણી છોકરવન ઉમરનો છોકરો હતો, હજી તો પુરા વીસ ઉનાળાઓ તે જોઇ નહી શક્યો હતો અને તેમ છતાં જ્યારે નીચે ટેબલપર નહીં આવવાનું તેને કહી મોકલવામાં આવ્યું, અને તેથી લગભગ તે ડરેસ કરીને નીચે જવા તઇયાર થઇ રહેલો ત્યારેજ તે વાતની બેજાસન ને ખેદના જુસ્સામાંથી તેણે ગલાંપરનો સફેદ ટાઇ વટીક ખેંચીને ચુંથી પીખીને ઘણા ગુસ્સામાં કાઢી નાખ્યો,

તે જાણતો હતો કે લેડી મેરી અને લારા વટીક તેનાં દોસ્ત નહીં હતાં. તેને ચાહનાર તે મોટાં મહેલમાં કોઇજ નહી હતું. તે સર જોન રીચમંડના છેલ્લા (૩ જા) દીકરાનો દીકરો થતો હતો, ને તેનાં જનમ સાથેજ તેનાં માબાપ બંને એક એતેફાકથી સ્વર્ગવાસ પામ્યાં હતાં એટલે તે નમાયો છોકરો બધાંને બચગીથી અકારો થઇ પડયો હતો. તેનો ઘરડો બપાવો વટીક તેના તરફ હેતવંતો કે કાળજીભરેલો થઇ શકયો નહીં, અને એ ઓશયાળું તે ગરીબ છોકરાને લગભગ તેની જીંદગીભર સંતાપતું રહયું હતું. નોકરો પણ તેની એ હીણાયલી અવદશા જાણતા હોવાથી તેની કોઇ ઝાઝા ઇજ્જત કે પત કરે એમ ન હતું, અને સમજમાં આવ્યા કેડે એ અવદશા પોતે સારી પેઠે જાણતો ને સમજતો હોવાને લીધે જવાન જુલ્યન ઘણો નાસબર ને કરાજ રેહતો હતો.

પણ આજ તો વળી અવધીજ થઇ. આજે આવું ભપકાભર્યું ડીનર આપવામાં આવનાર હતું, ને શું તેણેજ બાકાત રહેવું જોઇએ? શું તે વાજબી લેખાય? શું ટેબલ પર તેનીજ જગ્યા નહીં થઇ? શું તેઓ તેને ચાહનારાં હતે ને ચાહતે તો એકાદ છોકરીની કોઇ તરકીબથી સવલતા નહી

કરી શકતે, કે ટેબલપર લેડીઝને 'એસકોર્ટ' કરવાની ગણ-ત્રીમાં એક લેડી ઘટી પડી તેથી તેને આમ છેક છેલ્લી ઘડીએ ના કહી મોકલવામાં આવ્યું ?

આજની પારટી ને ડીનરપર તો તેણે કેવી મદાર બાંધી હતી, ને તેને માટે તો તે કેટલી ખાસ ટીપટાપની સંભાળથી તઇયાર થતો હતો ! એલસી મરટન પણ તેનાં માબાપ સાથ આજના ડીનરપર આવનાર હતી, ને તે મનોહરતાપર આ પોરયો આટલી નહાની ઉમરે તેના છોકરવાદી વિચારો સમેત ફીદા થયલો હોવાથી તે આજની રાતની તો કેટલા કેટલા દિવસોથી કાગને ડોલે વાત જોતો થયો ને રહયો હતો. તે શું જાણે કે તેને આ રીતે છેક છેલ્લી ઘડીએ બાકાત કરી મેલવામાં આવશે ?

એલસી મરટન હજી તો તરતનાજ સુંદર સ્ત્રીવેશમાં આવતી એક ફકત સોલથી સત્તર વર્ષની તનોમન તારૂણી હતી—એવી કે જે સુંદરતાને જોતાં આંખ ઠરી રહે; ને તેનો વગવસીલાવાલો શ્રીમંત બાપ તેના જેવા એક નમાયા છોક-રાની માંગણી કદીબી બાહાલ રાખે એ જો કે માનવુંજ એવ-ડુંફીભરેલું હતું એમ તે પોતે મનથી સારી રવેશે જાણતો હતો, તોપણ તે છોકરીને માટેના ધખારા-ખચ્ચાં સહી ચેડાંથી તે બાઝ આવ્યો નહીં, અને જોબનના બાહારમાં ખીલતી ને ઝુલતી તે સ્વરૂપવાન કુમારીકા માટે તે સ્વપ્નવત ઉમાદોમાં તણાતોજ થયો ને રહયો હતો.



# પ્રકરણ ૨ જું.

—:૦:—

તે ઉગીદો કેવળ સ્વપ્નવત હતી, એ અમોએ કહ્યું તેમ, જુલ્યન પોતેજ મનથી સારી રવેસે જાણતો ને સહમજતો હતો. તેનો બાપ તેની એકની એક બેટીની સ્હાજવારી કોઇ ઉમરાવ જોડેજ કરશે એ નકકી સંભવતું હતું—ખરેખર તો સુંદર એલસીને પોતાને વટીક જુલ્યનની આ છુપી ફીદાગીરીનો કશો એ સ્વપ્નો પણ ન હતો, ને તે છતા તે એ પ્રીયકર પ્રેમદાનો છુપ્યો પુંજારી થયો હતો, એટલે તે છોકરી આવે ત્યારે કાંઇ નહીં તો તેની લગોલગ રેહેવા, તે જે હવા દમમાં લીએ તેજ હવા પોતાના દમમાં લેવા થોડાક કલાક તેણીની જોડે એકજ છાપડાં હેઠલ થવા, ને બને તો શેકહેંડમાં તેના કોમળ કરના સુખરૂપ સ્પર્શનો લ્હાવો લેવા તે તરફડી રહયો હતો, અને ત્યારે તે ૭તાં છેલ્લી ઘડીએ તેને નીચે આવવાથી બાકાત રાખવામાં આવ્યો તે હડધુત, ને હીણપસ્તી, તે બેજાલત કેમ તે ગરીબ બાપડો ખામોશ ખમી શકે?

તે બારીએ જઇ ઉભો, ને આંસુઓનો એક બેઅટકાવ ઝરો તેની ખફગીમાં તેને શાંત કરવા ને ઠંડો પાડવા ખુદાની દયાથી તેની આંખ્યોમાં આવ્યો, જે ઘણો ભલે આવ્યો થયો. તેથી તેની છાતીમાં ગુંગલાત કેટલાક હદ સુધી નરમ પડયો, અને જો કે તે ઘાટકી નાઉમેદાનું દુઃખ તે જીતી શકયો નહી, પણ પોતાની શર્ણાગત હાલતને માટે તેને બરપા થયલો ગુસ્સો અવશ કમતી થયલો તેને લાગ્યો.

તેને ખાવા ભાવ્યું નહીં. બેનસન તેણે કરેલી વરદી

મુજબ તેનું જમવાનું ઉપર તેના ઓરડામાં લાવ્યો ખરો, પણ ભાણું જોતાં સાથે તેને ઉબક આવી, ને તેનું હૃદય ઉછાળો મારી તેનાં ગલાંમાં આવી ખુંટી બેઠું સારાંશ, તે ખાઇ શક્યો નહી ને રખે બેનસન તેની નાચારીની કાંઇ ઠેકડી કરે તે બીકરથી તે ગરીબ છોકરો ભરી ભુખે ભાણાં પરથી ઉઠી ગયો, ને પોતાની ટોપી લઇને બાહેરની શીતળ હવાની આર્જુ કરતો, એક લટાર મારવા જઇ આવવા, તે એકદમ પાછલે દાદરેથી ઉતરીને ઘરમાંથી બાહેર પડયો.

તેણે પાછલ ફરીને જોયું. પરોણાંઓની ગાડીઓની અલ-ગારે આવવા માંડયું હતું, ને મોટા વરંડામાં સર જોન, લેડી મેરી, ને લારા એક મોટાં ઝુમ્મર હેઠળ તેમનો આદરસત્કાર કરવાં ઉભેલાં હતાં. તેના બને કાકાઓ પણ દોડધામમાં ને ધરપચ ધામધુમમાં હતા. આખા મેહેલનો નીચલો ખંડ મનો-હર વિજળીક રોસણીમાં ઝલઝલી રહ્યો હતો, ને દુરથી તે એક પરયાંઓના માળા—પરસ્તાન જેવોજ દેખાતો હતો. તેની એલસી પણ આવી ચુકેલી હોવીજ જોઇએ એમ તેને લાગ્યું, અને તેથી તે નવેસરથી અસહ્ય દુખપ્રહારે જાસ્તી રંજીદા થયો.

તેના ભાવ કોણ પુછે? ઉગતાને સઉ નમે છે! તેનો ઉમરાવ બપાવો સર જોન રીચમંડ ઘરડો થયો હતો ખરો, પણ તેને બદલે તેની જગ્યા લેવા તેના બન્ને કાકાઓ બાર હાથ ને બત્રીસ દાંતના હૈયાત—મોજુદ અને જીવતા બેઠેલા હતા. સર જોન પછી તેનો વડો બેટો હેનરી (તુમાખી લેડી મેરીનો ખાવંદ) તેના આ મોટા "વીલા"ને ઉંચ બેતાબનો વારસ હતો, ને જો કે તેમને ત્યાં કશાં ફરજંદ નહી થયાં હતાં તોબી હેનરીના પછી તેનો ન્હાનો ભાઈ રેજીનોલ્ડ વારસ

થનાર તહેવાર બેઠો હતો. અલબત રેજીનાલ્ડને ત્યાં એક બાળક બેટાનું ફરજંદ અવતર્યું તે છેક દુધમલ વયેજ કબર-વાસ થયું હતું, પણ તેને ત્યાં બીજા છોકરા નહી થશે એમ કેમ કહી શકાય? સારાંશ, જુલ્યન માટે એવો એકબી સંભવ નહીં હતો કે "રીચમંડ વાલા"ની મોટી જાગીરનો તે કદી એ વારસ થવા પામે! તેવો તો, વળી, તે છોકરાને કદી લોભ કે ઉમેદ થવા પામ્યાજ ન હતાં; પણ તેનો છુપો પસ્તાવો એ હતો કે તેથી તે માબાપ વિનાના કમનસીબે એમ હીણા-યલી જીંદગીએ કાંએ જીવવું જોઇએ? તેનાં માબાપ તેને નાધલો મેલી મરી ગયાં તે તેની કમનસીબી થઇ, પણ દોષ તો નહીં?

તેને તેની મનમાની એલસી ઘણી હૈયે ચઢી, ને રસ્તે જતાં તેણે પાછા ને પાછા ખીજવાતથી દાંત કચકચાવ્યા. એલસી અત્યાર સુધી તો સ્કુલમાં હતી, ને તેને તરતનીજ સ્કુલથી ઉઠાડી લેવામાં આવી હતી, ને તેને જેથી સોસાયટીમાં દાખલ થવાનાં હજી તો તે પેહલાંજ પગથીયાંપર હતી. ખરેખર તો આજની આ " ડીનરપાર્ટી તેની જીંદગીમાં પેહલીજ હતી, અને ત તેણીના નવીન અનુભવની સ્વભાવિક બેશક ને શર-માલપણાની સુંદરતા વચ્ચે તેને નજરેનજર જોવાથી તે પોતે બેનસીબ રહયો એ શું કાંઇ નહાનીસુની ના ઉમેદી લેખાય?

તે રસ્તે રખડયા કીધો. કલાકો સુધી તે ફરયો, અને બાહેરના ઠંડકથી તેનાં ઉશકેરાયલાં મન ને થાકેલાં તનને વટીક કેટલાક તાજગી મલી.

તે છેક થાકી ગયો ત્યાં વેર ફરી આગો ને બાહેર રહયો અને પછી જયારે તે બંગલામાં પાછો ફર્યો ત્યારે બેશક મોડું

થયલું હતું. બંગલા માંહેલી ઘણીખરી બતીઓ ગુલ કરેલી હતી, જે પરથી તરત સમજાતું હતું, કે પરોણાઓ ચાલતી પકડી ચુકયાં હતાં, અને તેથી તેણે લગાર છુટકારાનો દમ ખેંચ્યો.

તે હવે તો આગલેજ બારણે ઘરમાં દાખલ થયો, ને વચલા વરંડામાં થઇને ઉપર જવા ગયો, તેને ખાત્રી હતી કે લેડી મેરી કે તેનો બપાવો સર જોન તેને એમ બાહેર ભટકીને મોડી રાતે ઘરમાં પાછો ફરેલો જોશે તો જરૂર ધમકાવશે, પણ તેઓ અત્યાર તક જાગતાં બેસી રહ્યાં હોય ત્યારેની ?

વચલા વરંડામાં એક મોટી બતી હજી બળતી હતી, અને ત્યારે ઘરમાં દાખલ થતાં તે છોકરો જરા દબાયો. એ શી ગરબડ હતી ? કુટુંબનો ફેમીલી-ડાકટર તે વરંડાના એક ખુણામાં લેડી મેરી સાથ કાન પર પડીને કંઇ ઘણીજ ગંભીરતાથી વાત કરતો ઉભો હતો, ને લેડી મેરીનો પોતાનો દેખાવ જોતાં બાહીક લાગે તેવો લાંઘો ખાધો હતો !

એવામાં હેડ બટલર બેનસન તેને દાખલ થતો જોઇને તેના તરફ દોડતો ધસી આવ્યો.

"અરે સાહેબ, તમે કાંહાં હતા ? અમે બધેબધ તમારે વરે શોધખોલ ચલાવી !" તેણે કાંઇ અજબ જેવી ગમખારી અને ઘણાં માનથી કહ્યું.

જુલ્યન હદ વનાનો તાજુબ થયો. "સાહેબ !" વળી તે "સાહેબ" કે દહારથી થયો ? આ બટલર આજ વેર કદીબી એટલા માન ઇજ્જતથી તેના જોડે વાત કરતો ન હતો. એ ધડુખર-એ ગરબડ હતી શી ?

તેવામાં લેડી મેરીએ તેને જોયો, ને તે રડેલી આંખો

તેની તરફ ધસી આવી "એ તું કાંહા હતો, જુલ્યન ?" તેણીએ પુછ્યું; અને તેના અવાજમાં પણ ઠપકો નહી પણ કકલાત હતો; "શું નું શું થઇ ગીયું તે તેં કંઇ સાંભળ્યુંછ કે ?"

. "હું કંઇજ જાણુતો નથી," જવાંન જુલ્યને સાદાઇથી કહ્યું; "હું તો સાંજનો ફરવા ગયો હતો."

"એક ઘણો દુ:ખભરેલો અકસ્માત થયોછ," હયાં તે ઘરડો ફેમીલી-ડોકટર પોતે વચ્ચે પુરાયો, ને જુલ્યન આગલ ગંભીર દબદબાથી ચાલી આવ્યો, "મારા જવાંન દોસ્ત, જરા થોભો; હું તમોને હમણાં બધુ ખુલાસો કરીને કેહવશ"-અને હયાં લેડી મેરી ભણી ફરીને તેને વધાર્યું, "લેડી મેરી, હવે તમે ખુદાને વાસ્તે જરા જઇને આરામ કરો, નહી તો જરૂર સખત બીમાર થશો. હવે મી૦ રીચમંડ ઘેરમાં પાછા ફર્યાછ તેવણ બધું ઘટતું કરી શકશે."

લેડી મેરીને જાણે આ ગમ્યું નહીં હોય-એ "પીસતાં જેટલો દુકતો" તે શું ધ્યાન આપી શકે એવું કાંઇ તે જુસ્સામાં કેહેવા માંગતી હોય એવું કાંઇક પેહલી હરોલમાં લાગ્યું પણ પછી તરતજ એક સરદ હાય મારી તે આંસુ નુછતી ત્યાંથી મુંગે મોંઢે ચાલી ગઇ. જાણે તે આ નવાઇ જેવી સરજતને તાબે થયા વીના બીજો કોઇ ચારોજ જોઇ નહી શકતી હોય!!

"ખુદાને વાસ્ને, ડાકટર, આ શું બધો બનાવ છે ?" જુલ્યને એ પછી તરતજ તાકીદની તલબ કરી; "મને કંઇજ સમજ પડતી નથી, એટલે "સાહેબ"ને "મી૦ રીચમંડ"ના એલકાબો મને ઘણાજ અજબ કરી મેલે છે,"

"જવાંન મી૦ રીચમંડ, ખરેખર ઘણું બુરૂં થયુંછ,"

તે ડાકટરે એના જવાબમાં મોટી ગંભીરતાથી કહ્યું; "તમારા બેઉ કાકાઓ એક ભયાનક મોટોર અકસ્માત થવાથી એક કલાક થયો માર્યા ગયા છે!"

"બેઉ કાકા ગુજરી ગીયા?" અને જુલ્યન એક સર્પે ડંખ માર્યો હોય એટલો તેના ગભરાત ને અજાયબીમાં ઉછ-લ્યો ને ચમકયો.

"હા," તે ડાકટરે ઘણીજ ગંભીરતાથી કહ્યું, "અને વળી એ શોકથી તમારા ઘરડા બાપાવાના નર્વસને કમનસીબે એટલો મજબુત આંચકો આયોછ કે તેવણ બીજા બેચાર કલાકથી કહાડી શકે એ મુતલગ સંભવીત નથી! ટુંકમાં, મી૦ જુલ્યન, સહવાર થવા પેહલાં આએ મેહેલના નવા બારો-નેટ માલેક તમોજ થનાર છેઓ એ વાતમાં હવે કશોજ સંદેહ રહયો નથી."

જુલ્યન હેબતથી ફસડાઇ પડયો. કેવા ગજબનાક સમા ચાર!! એક બે કલાકની રમતમાં ત્રણ મોહોત! રંગમાં ભંગ? ખુશી ત્યાં માહેતમ? એ કેમ બન્યું? એ શું બનવા-જોગ હતું? તે કાંઇ સ્વપ્નું તો ન જોતો હતો? તે અત્યાર તક હીણાયલો, તુચ્છકારાયલો, "કોઇ-ચીજ-નહી" જેવો એક હડધુત પામતો છોકરો-શું આ મેહેલનો માલીક ને કરોડપતી ઉમરાવ થવા પામ્યો હતો?

ખુદરતના ભેદને કોઇ પુગતું નથી! ખુદા ચાહે તો એક આંખના પલકારામાં રંજનો ગંજ કરી શકે છે. તેની મોજે-જીત શકતીની હદ કોણે જાણી છે?

——:o:——

## પ્રકરણ ૩ જું.

—:o:—

સરજતનો ખેલ ન્યારો છે. આદમાની જીંદગાની પાણીના પરપોટા જેવી ફાની છે. મોહોત હર કદમ પગ તળે રહે છે, અને તે કયારે ગાલેબ આવે તે કોઇ જાણતું યા કહી શકતું નથી અને એ સઘળી સીદ્ધાંતો સર જોન રીચમન્ડનાં કુટુંબના સંબંધમાં છેક ભયભીત હદ સુધી ખરા આવ્યાં તે ઉમરાવને ત્યાં તે મોટી ડીનર પારટી આપવાની ગોઠવણ થઇ ત્યારે—બલ્કે ડીનર પારટીમાં નોતરેલાં શ્રીમંત વર્ગનાં તે પહરોણાંઓ આવ્યાં ને બધાં હસીખુશીથી અરસપરસ મળી બેઠી, ખાઇ જમી, ગાઇ વગાડીને પાછાં છુટાં પડયાં ત્યાં સુધી ઘડી ચપકા પછી શું બની જવું હતું તેના કોઇને કશો ભય ખટકો કે સ્વપ્નોએ થયો નહી, અને જોતાં જોતાંમાં રંગરાગ કેડે માહેતમ ને ખુશી પાછળ તાબરતાબની ગમીએ વાસો કર્યો!

એ બધું શું બન્યું? નહાનો જુલ્યન પોતાને મલેલી હીણપરસ્તીનો ખીજવાટ દુર કરવા કલાકોતક બાહેર ભટકીને ઘરે આવ્યો ત્યારે તેને પેલા ફેમીલી ડાકટરે જે કાંઇ કહયું તેથી તે હબતી અને થથરી ગયો. તેને કહેવામાં આવ્યું કે તેના બન્ને ભર જવાંન કાકાઓની જીંદગી જોતજોતામાં બુજાઇને આખર થઇ ગઇ હતી, ને તેનો ઘરડો બપાવો પોતે પણ સરબસર મરવાજ સુતો હતો!

"મારી ખાત્રી છે, મારા જવાંન દોસ્તો, કે તમારા બપાવા બચવાના નથી." તે ડાકટરે જવાંન જુલ્યનને કહયું, "ને તમારા કાકાઓ મરણ પામેલા હોવાને લીધે થોડા કલા-

કમાં તમેજ તેઓના બીશ્યાર પૈસા ટકા, મીલકતો ને માન પામેલા બેતાબના વારેશ થશો; મગર તે થવા પામે તેટલાં બી આ ઘરમાં હાલ તો વડા તમેજ છેઓ, એટલે તમારા હુકમનુંજ હવે હાલ તો અતરે બધું થઇ શકશે. ફરમાવો– તમે તમારા બપાવાને વાસતે કોઇ મોટા ડાકટરને તેડવા માંગોછ ?"

"આ ખચ્ચીતજ" જુલ્યને પ્રમાણીક જુસ્સાથી કહયું. "એમાં પુછવાનું શું, ડાકટર જરા બી ઉમેદ જેવું હોય તો જે સારામાં સારો એ કેસને માફક આવતો ડાકટર હોય તેને તાબરતોબ બોલાવો. તમે કોણુને તેડવા માંગોછ ?"

"ડાકટર કર્કહામને, તમે તાર કરશો ?"

"હું પોતેજ મારતે ઘોડે જવશ," જુલ્યને ગરમ દીલસોજીથી કહયું–અને બાજુમાં ઉભેલા એક ડાહ્યા પાક્કા "શેઠ"નીજ અદાથી તેણે તાબરતોબ પોતાને વાસ્તે ઘોડો તૈયાર કરાવવા તેને હુકમ આપ્યો.

"હું ઘણો મોડો થયો ? મારાં લેટ થવાને લીધે મારા ગરીબ બપાવાનો કેસ શું કંઇ જાસ્તી બગડયો હશે !" તેણે ચીંતાતુર પુછ્યું.

"જરા બી નહીં," ડાકટરે સધ્યારો આપ્યો. "બીચારા પડયા ને પડયા કેસ બીલકુલ આશા વગરનોજ બની ગયોછ. મારી તો ખાત્રી છે કે તમે ડાકટર કર્કહામને લઇ આવશો તેટલો વખત બી એ બાચારા જીવવાના નથી, ને તમે જો પોતેજ જવા માંગતા હોવો—"

"હા હું ધારૂંછ કે તાર કર્યે કે કોઇ આદમીને મોકલ્યે તે બધું જાસ્તી વખત લેશે," જુલ્યને સમજાવ્યું. "હું પોતે મારતે ઘોડે જવશ ને એક લ્હેજ્જામાં પાછો આવશ."

"ત્યારે તમારા બપાવાને પહેલાં જોતાંજ જાઓ," તે ભલા ડાકટરે સલાહ આપી, "હું નથીજ ધારતો કે તમો પાછા આવો ત્યાં તક તેવણ હૈયાત રહી શકે. ચાલો, આપણે તેવણના ઓરડામાં જરા પાછો એક ફેરો લઇએ."

તેઓ ગયા. જુલ્યન ભારી દીલે તે ડાકટરની પુંઠે અવાજ કર્યા વના અંગુઠે અંગુઠે ચાલીને ગયો.

મગર તે બએ નર્સ જે સર જોન રીચમંડની સારવાર માટે તરતજ પાસેની ઓસ્પીટલમાંથી તેડી લેવામાં આવી હતી તેઓમાંની એક ડાકટરને પાછો ઘણી ઉતાવળમાં તેડવા આવતી ઉંબરમાંજ તેમને મલી, અને ત્યારે તેણીના ચહેરાપરથીજ વાંચી લઇ શકાતું હતું કે માઠું થઇ ચુકયું હતું!

તે (ડાકટર) બીમારનાં બીછાણાં કને ગયો, અને એકજ આડી નજર નાંખવાનું તેને વાસ્તે બસ હતું. "તમોને ડાકટર કર્કહામ માટે જવું પડવાનું નથી, "તેણે દીલગીરી સાથે ખસી જતાં કહ્યું, "સર જુલ્યન, અહીં સઘળું ખતમ થઇ ગયું છે."

જુલ્યન ચેહેરામાં લાલ થઇ ગયો, ત્રણ ત્રણ ગજબ મોહોતની એકડી આવેલી આ અચાનક આફતથી તે ઘણો બેફાંમ ને બેબાખરો થઇ ગયો. જે બેખુદીમાંથી તે ડાકટર તેને જાણે સચેત ને સજાગૃત કરીને તેની ફરજની યાદ આપવા ચાહતો હોય તે રવેસે તેણે તેને તેના નવા માનભરેલા એલકાબથી બોલાવ્યોને ત્યારેજ તેને ભાન થયું કે અત્યાર તક તે પોતે કીસ ગણત્રીમાં હયાં ન હતો છતાં ખુદાના નીર્માણ કરેલા નવાઇ જેવા સંજોગોથી એકદમ હવે આ નહાની ઉમરે તે મોટો ને માનવંત થવા પામ્યો હતો! તે

અણદીઠ પણ ખરા બળવાન હાથનો સપાટો આએ કેવો અણધાર્યો અને અજબ ફેરફાર!

પણ તે ગરીબ છોકરાને લાગ્યું કે આ બધું ઘણું ઉતાવળ્યું ને વેહલું થઇ ગયું. તેને પોતાને મનથી લાગ્યું કે આવી મોટી ને બેશ્યાર મીલકતો ને કરોડોની દોલતના વહીવટ માટે તે હજી ઘણો નાહાન ને નહાનો હતો.

"તમારે એ દુખની બેફામીમાંથી સચેત થઇ એકદમ બેદાર થવું જોઇશે, સર જુલ્યન," તે ભલા ડાકટરે માયાથી સમજાવ્યું. "હવે આએ ઘેરના મુખી અને વડા તમેજ છેઓ, ને જે થશે તે બધું તમારાજ હુકમ ને તમારીજ મરજીનું થશે, અને તેથી તમારે એ મોટી ફરજની ગંભીરતા માટે એકદમ હુસ્યારીથી તઇયાર થવું જોઇએ તમારી બેઉ કાકીઓ એક ઝટકે વીધવા થઇ ગયલીઓ અને બચ્ચાંની નવાજીશથી વટીક બેનસીબ રહેલીઓ એ ખુદાને ઘરના ગજબ મારથી તદન બેબાખરી થઇ ગઇછ, ને તમારે તે લોકને તેથી, ઘણી હીમત આપીને ઘણી હીમત રાખવી જોઇશે"—અને તેને તે રડતા છોકરાનો ઘણી માયાથી બરડો પસવાર્યો.

તેણે તેને તેનાં બચપણથી અત્રે જોયલો અને રમાડેલો હતો. તે ઘરડો ફેમીલી ડાકટર સર જોનને ત્યાં વરસોથી આવતો જતો હતો, અને જુલ્યનના જન્મ વખતે તેની મરનાર માતાની સુવાવડમાં વટીક તેજ હાજર હતો. વળી તે છોકરો અત્યાર સુધી આ તુમાખી કુટુંબમાં ઘણો નમાયો હોવાની વાતથી બી તે જઇફ તબીબ નાવાકેફ નહીંજ હતો, અને તેથી, સામટી રીતે, હાલમાં તે નહાના છોકરાના આ

અચબુચ થયલા ભાગ્યોદય દરમ્યાન તેનાપર તેને કંઇ જાસ્તીજ હેત આવ્યું.

"હું મારૂં બનતું કરશ, ડાકટર," જુલ્યને માયાકુળી જવાબ કર્યો,—અને તેનો એ નહાનો સાદો સાચો જવાબ તે ડાકટરને ગમ્યો.

બધું ચકકરજ જાણે ફરી ગયું! હવે સઉ કોઇ તેને તાબેદારીથી નમતું અને માન આપતું થયું. નોકરો તેનાથી અચબુચ ને એકદમ થથરેલા થઇ ગયા ને તેમનો તેને માટેનો અદબ જોઇ તે દુખ વચ્ચે બી મનથી થોડુંક હસ્યો. તેની બંને કાકીઓ બી ફેરવાઇ ગઇ. તેને વડપણ આવેલું જોઇ તેઓબી તેની ઇજ્જત ને તાબેદારી કરવા લાગી, કેમકે ખરેખર તો હવે તેઓ તેનીજ ઓસ્યાલી થઇ ગઇ હતી! ટુંકમાં, તે ઘરનાં બધાં અને ફેમીલી-ડાકટર, ફેમીલી-સોલીસી-ટર સઉ તેની એટલી હદની તાબેદારી કરતાં થયાં કે ખચ્ચીત જુલ્યનની જગ્યે જો કોઇ બીજો કાચો પોચો પોરયો હતે તો તેનું માથુંજ ફરી જતે! આએ છોકરો તો, એમ છતાં ઘણા ગંભીર દમામથીજ કામ લેતો થયો, ને જાણે એ ફેરફાર સાથેજ ઇશ્વરે તેને એ સ્થિતી ના સરૂજ્ત મહત્વને પાત્ર કર્યો હતો તેમ તેનું કહેલું ને કરેલું સર્વને ગમવા લાગ્યું. આજ તો જે તે કરે તે થાય ને જે સર જુલ્યન હુકમ આપે તે માનવામાં આવે તેવોજ મામલો થઇ પડ્યો હતો!



## પ્રકરણ ૪ થું.

—:૦:—

આખાં શેહેરમાં અજાયબીનો એક હોકારો થઇ રહયો. સર જોન રીચમંડ ઘરડો હતો ને મરે એ સ્વભાવીક હતું. પણ તે છતાં તે એકલોજ મરતે તો લેડી મેરીનો ભરથાર (સર રીચમંડનો વડો બેટો હેનરી) તેના પૈસા ને ખેતાબનો માલીક થનાર હઇયાત બેઠો હતો. વળી તે ઉપરાંત રેજીનાલ્ડ, બીજો દીકરો, જે તુરતનોજ પરણેલો હતો તે બી અતી ઘણો તંદરોસ્ત હતો, ને તેનાં લગન પછી પેહલાંજ વરસમાં એક બાળક બેટો તેને ઘર અવતરેલો હોવાથી તે એક બચરવાલ બાપ થાય અને રીચમંડ વીલાના વારસ અથવા વારસી તેને ત્યાં જનમ પામે એ કેવળ સંભવીત લેખતું હતું—એટલે ખરેખર તો જુલ્યનને બેરોનેટસી પ્રાપ્ત થવાનો કશોએ જોગ ન હતો, ને તે માટે તો કોઇને કોઇદી ખ્યાલ વટીક થઇ શકયો ન હતો. એટલા માટે શેહેરમાં વલતી સહવારે એ બીના ફેલાઇ જતાં જે મસ મોટી અજાયબીનો હોકારો થયો તેમાં સહરાગત એકે ના હતી.

લારા રેજીનાલ્ડ તો નવેસરથી પોતાના ફુલગુજાર થયલા બાળક બેટાને રડી. આજે તે હોતે તો તેજ બેરોનેટ થતે, ને તેને લીધે તેણીનો પોતાનો આલા મરતબો થતે ને સાચવાતે. ભરથાર એટલો વહેલો મરવાનો હતો તો એટલો એ છોકરો તો જીવતે? આ તો તેનાં બેવડાં ચાન્સ ખોરવાયાં, ને તે ગરીબ બાપડી તેથી ઘણી રવડી ગઇ. તે કલવાઇ કલવાઇને રડી.

તે દેરાંણી જેઠાંણીની ગુજસુજ એક હતી, તેઓ બેઉએ

પોતાનાં ચાલતાં ચલણમાં જુલ્યનને એવો ધાકમાં ને તોરમાં રાખ્યો હતો કે હવે તેનો વારો આવતાં તે તેઓને સતાવે કે ભુમ મરાવે એ તેમને ઘણું બનવાજોગ લાગતું હતું. તેઓના તેને માટેના હમેશના તુચ્છકાર ને તુમાખની યાદ હવે તેમને હરદમ સંતાપતી રહી ને તેઓ બેઉ પોતપોતાનાં ભવીશ માટે મનથી ઘણી બીહીધેલી રહી.

પણ જુલ્યન જરાએ કપટી પુરવાર થયો નહી. તે એ બંને અબળાઓ સાથ ઘણીજ માયાથી ને અસલ જેવીજ તાબેદારીથી વરત્યો. તે તેઓની ખાત્રી કરવા માંગતો હતો–કે તેના પેટમાં જરાએ પાપ કે કપટ ન હતું.

પણ વાર્તામાં આગલ વધવા પેહેલાં જુલ્યનના તે બંને કાકાઓ કેમ પાર થઇ ગયા તે એક ઉતાવલા અને ટુંક બેસારામાં અત્રે સમજાવી લેવું યથાર્થ થશે.

ડીનર ખતમ થવા કેડે થોડુંક મ્યુઝીક થયું, અને તે પછી પરોણાંઓએ જવા માંડયું ત્યારે લેડી જેકસન જે એક-લીજ આવી હતી તેને મુકી આવવા રેજીનાલ્ડ તઇયાર થયો, એ વખતે હેનરીને બી ભેગો જવા મન થયું, અને જો કે લેડી જેકશન પોતાની જોડીની ગાડીમાં આવેલી હોવાથી તેણે એવો એસકોટ બજીદાઇથી ના પાડયો પણ છોકરાઓએ માન્યું નહીં. તેઓએ તેની ગાડી ખાલી મોકલી દીધી, ને પછી પોતાની મોટોર તઇયાર કરાવી, કે જયારે લેડી જેક-શનને તેને બંગલે ઉતારીને પોતાને ઘેર પાછા ફરતી વખતે એ દુખદાયક અકસ્માત થવા પામ્યો.

રેજીનાલ્ડ હાંકતો હતો ને શોફર તો પછ્યાડે હતો, બંને ભાઇઓમાં હંમેશનો સંપ ઘણો હોવાથી બંને ખુશ મીજાજે

તાહેલાં કરતાં ઘર તરફ મારતી મોટોરે પાછા ફરતા હતા. મોહોતનો તો ભય કે ગમ કાંઇ હતોજ નહીં. તેમણે નખે બી દુખ જાણ્યું ન હતું. એટલે મોહોત તેમને પડખે બેસી તેમના ચાલા ચસકા કરતું હોવાનો તે ગરીબ બાપડાઓને ભય કે ખ્યાલ થાયજ કયાંથી?

અને રેજીનાલ્ડે ઘર પાછાં ફરતાં, રસ્તા નવરા જોઇને મોટોર એકદમ મારી મેલી. વડા હેનરીએ તેને ઘણો રોકયો ને શમાલીને જવા સમજાવ્યો, પણ મસ્તકે મોહોત ચઢેલું હોવાથી તે હુલ્લડ જવાંને માન્યુંજ નહી. તેણે સામી હેનરીને હસીને હીંમત આપી. ને યાહોમ મોટર મારી મેલી. પરીણામમાં એક સાંકડી વલાણ લેતાં તે ગાડી એક મોટાં ઝાડ સાથ અથડીને ઘણાંજ જોરથી ઉંધી વલી ગઇ અને રેજીનાલ્ડ પોતે દુર ઉડી ગયલો જયારે ઉપાડવામાં આવ્યો ત્યારે ગરીબ બાપડો એક પથ્થર જેવો મુવેલો હતો!

હેનરી તરત આખર થયો ન હતો. તેને બી માથાંમાં ઘણુંજ સજ્જડ વાગ્યું હતું, પણ તે પોતાના હુલ્લડ ભાઇનું મોહોત સાંભળવા પુરતો હુશીયાર હતો, ને તેથી વધતું ખરાબ થયું. પેલો શોફર થોડોક વધતો ઓછો થપકાઇને બચી ગયો હતો.

એ ઉમરાવના છોકરાઓને અલબત, તાબરતોબની મદદ ઘણાં બોહલાં પ્રમાણમાં મલી, પણ કમભાગ્યે તે કામ કશી આવી નહી. રેજીનાલ્ડની લાસ ને જખમી હેનરીને એક બીજી મોટરમાં ઘણી સંભાળથી ઘરે લાવવામાં આવતાં હેનરી બી રસ્તામાંજ પુરો થઇ ગયો, અને ઘરમાંથી સાજાતાજા ને હસતા રમતા બાહેર પડેલા બન્ને વારસ બેટાઓને ઘરમાં મુવેલા

લાવવામાં આવવાનો ગજબ માર ઘરડો સર જોન ખમી શકે તેથી જયાદા થઇ પડયો. તે એ જોતાં ફાટીજ ગયો. તેની જબાં ખેંચાઇ ગઇ, ને લકવાનો એક એવો જોરાવર હુમલો તેની છાતી પર ધસડાઇ આવ્યો કે તે ગરીબ ડોશો પણ તે પછીના થોડાક કલાકોમાં પોતાના બેટાઓની જોડેજોડ તે ચાલતો થયો, જે બધી શોકજનક હકીકત આપણે ઉપર વાંચી આવ્યાં.

અને હવે જવાંન જુલ્યન નહી ધારેલો સ્વતંત્ર અને સુખી થઇ પડયો. તે તેનો કેવળ નવીન અનુભવ હતો, પણ ખુદરતે ગોયા એક લ્હેજામાં તેને તે માટે લાયક કર્યો અને તે લાયક થયો. તે બધું કામ આટલી ટુંક ઉમરે પણ પુરતા દબદબા ને દમામથી લેતો થયો, અને ઘરનાં નોકર નફરોથી મેરી અને લારા સુદ્ધાં તે "ગઇ કાલના પોરયા"થી અગત કરીને થથરેલા રહેવા લાગ્યાં!

અને હવે તે સ્વતંત્ર અને સુખી હતો એટલે તેનું પેહલ્લું ધ્યાન તેની મનમાની ને દીલવસી એલસી પરજ દોડયું. એક વખત એવો હતો કે જયારે તે એ માહણુઅનો દુરથી ખ્યાલ કરવાને પણ, પોતાની અનાથ અવદશાને લીધે, દીલથી લરજતો; પણ હવે? હવે તે એક કરોડપતી બેરોનેટ હતો તો તેની એ માનીતી ઉમેદવારીની વાતમાં વાંધોજ શો હોય?

હંમેશનો ઝડપી, જુસ્સાવાલો ને ઉલટમંદ તે, એ ઉપરથી, જઇને એલસીના બાપ મી૰ મરટનને એક ખાસ મુલાકાતમાં મળ્યો, અને હીંમતથી તેની કને તેણે પોતાની એ મોતેબર આરજુ રજુ કરી તેણે તેને ખાત્રી આપી કે છેક બાળક ઉમરથી તે દીલજીત એલસીનાં પવીત્ર હોસાનનો પર-

સ્તાર બન્યો હતો, ને તે નાચાર હતો ત્યાં તક જે ઉમીદવારી હીંમત સાથે જાહેર કરવાને તેના હોઠ ઉપડી શકતા ન હતા તે આજે દીલાવરીથી તેને વીદીત કરવાજ તે કમર કસી મેદાન પડયો અને તેની કને આવ્યો હતો.

મી૦ મરટન મુછમાં હસ્યો તેને એ ખરેખર ઘણું રમુજી લાગ્યું કે આ ટેંગણ્યો નસીબ સંજોગે માલદાર થવાથી એટલા વારમાં પરણવા આદરાવાની ઉમીદ કરતો તેની આગલ આવ્યો હતો, ને તેણે જ્યારે તે વાત પર તે તે છોકરાનું ધ્યાન ખેંચ્યું ત્યારે તે જરા ઓશકાયો ને ખેંચાયો.

"મારે ઉતાવળ નથી કરવી, સાહેબ," તેણે એલસીના બાપને, તેમ છતાં, જવાબમાં ધીરજ આપી; "હું જાણુંછ ને કબુલ કરૂંછ કે અમે પરણવાને વાસ્તે બેઉ ઘણાં નાંધલાં છઇએ, પણ મને તો ફકત તમારૂં વચન ને ખાત્રી જોઇએછ કે તમારી બેટીનો હાથ તમો મારા વનરોગે બત્રીશમાં બીજા કોઇને સપુદ કરશો નહી.

"પૈસા અને ખેતાબ એજ બસ નથી મારી બેટીનો હાથ જીતવાને, સર જુલ્યન," મી૦ મરટને હવે પુર ગંભીરાઇથી કહ્યું. "બાહોશી અકકલ, દુન્યાદારીનો અનુભવ એ બધી લાયકાતો મારા દામાદમાં જોવાની હું જરૂર પીછાણું છું; ને તેથી મારી તમને ભલામણ છે કે હાલ તો તમે એ ખ્યાલ પડતો મેલો. અને દુનીયા ફરવા ને જોવા નીકલી પડો ને ઘડાયલા ને પાહવરદા થયલા પુરતું ફરીને જ્યારે તમો અત્રે પાછા ફરશો ત્યારે વેલ, ત્યારે આપણે ફરીથી એ બાબે વાત કરશું, ને તમારો વીચારજ હશે તો ત્યારે ઘણી ખુશીથી હું તમારી એ અરજને મારી મંજુરીયાત આપશ."

અને એટલુંજ બસ હતું. મી૦ મરટન એક શુધ્ધો ગ્રહસ્થ અને વચનનો કેવળ સાચો હતો તે જુલ્યન જાણતો હતો, એટલે તેણે આપેલી એ ખાત્રી પર મદાર બાંધી તેણે આયંદા પોતાની મુસાફરી ને ગેરહાજરીને લગતી જરૂરી ગોઠવણો પાકકી કરી લીધી, ને પછી પોતે ઉંમરનો થાય તેટલાં ફરાય એટલું ફરી લેવાની મતલબથી તે ઘરમાંથી બાહેર પડયો.

તે હાલમાં પ્રથમ લંડન જતો હતો, અને પોતાને માટે એક આખો કંપાર્ટમેન્ટ ત્રેનમાં રીઝર્વ કર્યો હતો. તે ઘણો માલદાર હતો ને પોતાની સાથે પુરતો અવેજ લઇ જતો, પણ વધારે તો એ હતું કે તે પોતાની સાથે પોતાના ખાનદાની કીંમતી ઝવેરાતોનો બોકસ બી લઇ જતો હતો તેને એ અસલવારેનાં બેમુલ ઝવેરાતો ઉખેડાવીને તેની એલસીને માટે નવેસરથી હાલની ફેશનનાં બંધાવાનો લોભ થયો હતો, ને ત્યાં તે કામ કોઇ અચ્છા કરવઇયાઓ હસ્તક કરાવી લેવા તેણે તે બધા દરદાગીના બી ભેગા લઇ લીધા હતા.

તેને કશો ડર માલમ થયો નહીં. તે એ બધું રીચમંડ વીલાનું અસલવારેનું કીમતી જરઝવેરાત સાથે લઇ જતો હતો એમ તના વના કોઇ જાણતુંજ ન હતું તો તેને ડર શાનો હોય? તેણે તે બોકસ પોતાના ઉંચા મોરોકો લેધરના હેન્ડ બેગમાં ચોકસાઇથી બંધ કરેલો હતો, ને તે ખુશાલ અને સંતોષી તે ત્રેનમાં બીડીનો ધુમાડો ખેંચતો ઘણી મોજમાં માહાલતો ને એક પેપર વાંચતો બેઠો હતો.

તે ત્રેન એક એકસ્પ્રેસ હતી, ને કોઇ બી નજીકનાં સ્ટેશન પર થોભ્યા વના તે જાણે જુલ્યનને ઉડારીજ લઇ જતી હતી; એ દરમ્યાન તેનું વાંચવામાં ધ્યાન હોવાથી તેણે

જોયું નહી કે તે જોસથી આગળ ને આગળ ધસતી ગાડીની ફુટબોર્ડ પર એક રફ્યન હતો તે ગાડીના બારણાં કને આવ્યો, ને બીજીજ પળે તો ધડાકાસમેત બારણું ખોલી નાંખી, હાથમાં તઇયાર ભરેલી એક રીવોલવર સાથે, તે રીવોલવર પાધરી તેનાં મસ્તક પર ટાંકતો, તે અંદર ધસી આવ્યો!

——:o:——

## પ્રકરણ ૫ મું.

——:o:——

જુલ્યન ડઘાઇ ગયો. તેનું તે ચાલતી ત્રેને વાંચવામાં એટલું બધું ધ્યાન હતું કે આગળ આપણે વાંચી આવ્યા તેમ તેણે ખરેખર તો તે રફ્યનને ત્રેનના ફુટબોર્ડ પરથી ચાલી આવીને એક ઝપાટે તેના કંપાર્ટમેન્ટનું બારણું ખુલી નાખતાં જોયો વટીક નહી; અને જયારે બારણું ઉઘાડવાના ધડાકા સમેત તે ચોંકયો ને સાવધ થયો ત્યારે તેટલામાં તો તે ભરેલી રીવોલવર તેનાં કપાળની છેક લગોલગ ટાંકીને, તે ખુનીને ઝનુની દેખાવનો કોઇ દેખીતો જોરેમંદ પીંઢારો છેક તે બેઠો હતો તે બારીની લગોલગ ધુસી ને ધસી આવ્યો.

તે મોહોત હતું! જુલ્યને એક તડાકે જોઇ લીધું કે જરા બી તાંણખેંચ કરવા જતાં કેવળ જીવ જવાનોજ આતો સોદો હતો, અને તેને મરવા ગમતું ન હતું મરવા કોણને ગમે છે? ફાંસીની સજાની ટેપ પામી ચુકેલા એક કમનસીબ કેદીને પુછો; તેને ખુનને બદલામાં ફાંસી મળે છે, અને જે જીવ તે આપી શકતો નથી તે જીવ વગર દયાએ ને વગર વીચારે રેંહસી નાખવાનાં દયાહીણુ અને દોજખી કૃત્ય સારૂ

તેને સરકાર માબાપ ફાંસી દેવાનું ઠરાવે છે-છતાં તયારે બી તેને પોતાને મરવા ગમતું નથી! તયારેજ તે જીવવું કેટલું પ્રીય છે તેની ખરી કીંમત ને કદર કરી જાણે છે. એ ખુદાનો ખેલ છે. તે તે માલીકે મોહોત માટેનો અભાવ અને ભય કોઇ એવા પ્રકારે આ જીંદગીમાં ગોઠવયા છે કે જો કે મોહોંત આવનાર હોય તો કોઇ એક ઘડી બી રોકી શકતું નથી તોપણ જીવવાનો મોહ જેને થાય છે તે બધાને-નહાનામાં નહાની જીવજંતુથી તે મોટાં આકેલ ફાઝેલ આદમીઓ સુધાં સર્વ એક સરખો સજીવ છે.

અને જુલ્યન તો હજી જવાન હતો! તેને મરવા કેમ ગમે? તે તો હીણાતી અફલાતી અવદશામાંથી હજી તો હમણાંજ માનપાન પામેલા શ્રીમંતપણાનાં સુખના પહેલાં પગઠયાંપર કદમ ઠરાવી શકયો હતો. તે તો હજી એક બાળક છોકરો હતો, અને તેનું જીવ્યું જીવતર સાર્થક તો સઉ હવે હજી પછી થનાર હતું. તે તો હજી તેની માનમાન ને દીલવસી સાથ પરણવાનો હતો, અને હોંસ ઉમેદ ભર હજી તો એક સુખી ભવિષના સુખકારક સ્વપ્નાઓની દુન્યામાંજ જીવતો હતો, તો તેને મરવા કેમ ગમે? તે તેથી, થથરી ગયો. તેની સામે આવી ઉભેલો રફ્યન ખુની ડોળા ને ઝનુની દેખાવનો, હાથમાં તઇયાર ભરેલી પીસતોલ સાથે, હતોજ એવો દેખીતો ખુનપર ચઢેલો, તેના જેવા એન નાદાન, નબળા બાંધાના છોકરાને તેની સામે થવાના ખ્યાલમાંજ કશી શાણપત સમાયલી માની શકાય નહીં.

મગર મરદની મટોડી હતી. પોતાના તે પેહલી હરોલના ગભરાટ છતાં જુલ્યન તે રફ્યન અંદર દાખલ થતાં સાથે

ઉછળીને બીજજી પળે તેનાં આંગપર ગયો, કે જયારે એકજ હોજાતોજીમાં તે ખુનીએ તેને પાછો ભોંયપર પટકયો અને એ ઘણુંજ નસીબદાર થયું કે એક અકસ્માતથી છુટેલી કે જાણી-બુજીને છોડેલી તે રીવોલવરમાંની ગોળી ફકત તે જવાનને ગાલને એક નહાનો ઘસાડો આપી સણુસણુ કરતી તે ગાડીની બારીની બાહેર નીકળી ગઇ!

એ ખરેખર નસીબવાન જોગ થયો, કેમજે તે ગોળી જો તેનાપર બરાબર ટાંકવામાં આવી હતે, અથવા જો અકસ્માતે બી જુલ્યનનાં શરીરના કોઇ બીજા ભાગમાં લાગી હતે તો તેનું જીવવું માહાલ હતું. આ તો થયું એમ કે તે ગોળીના ઘસાડાથી ગળામાંથી ઘણું લોહી જવાના સબબે અને પોતાનાં કટોકટ બચાવના ગભરાટથી બેફામ બનેલો જુલ્યન બાજીજ પળે બેહોસ થઇ ગયો, ને તેથી તેનો જાન ઉગર્યો.

એ પછી જયારે તે પાછો હોંસમાં આવ્યો ને તેણે આંખ ખુલી ત્યારે તેજ કંપાર્ટમેન્ટ માહેલી પોતાની બેઠક પર લાંબો થઇ સુતેલો હતો, ને ત્રેનનાં ગાર્ડ ઉપરાંત બીજા એક બે આસામીઓ તેની સાહારવારમાં તેની લગોલગ ખડા ને તેનાપર કાળજીથી વાંકા વળેલા હતા.

હવે તમોને કેમ લાગેછ, સાહેબ?" તે આસામીઓ માહેલો એક જે દેખીતો કોઇ ડાકટર હતો તેણે માયાથી પુછયું, અને બ્રાન્ડી પાણીનું એક ગલાસ તેને પીવા થકી પાસ કરતાં કહયું. "લેઓ, આએ પી જાઓ એથી તમોને વધારે સારૂં લાગશે."

પહેલાં તો, અલબત, એ બધી શી ધધુખર હતી તે જુલ્યન યાદ વટીક કરી શકયો નહી, પણ પછી વીજળીના

વેગે સઘળી યાદ તેના મનમાં તાજી થતાં તે ચમકી ઉઠયો ને ઉઠી ને બેઠો.

"મારો બેગ? મારાં કીંમતી જર ઝવેરાત!" તેણે ગભરાટમાં પુછ્યું. "એ બધું જતુજ રહ્યું કે? તે કરપીણ ખુની નહાસીજ ગયો કે?"

અને તેમજ હતું! જુલ્યનનો બેગ, તે માહેલા બધા રોકડ ને પેલાં કીમતી ફેમીલી અસલ જરજર્વાન સાથે, પસાર થઇ ગયો હતો! પેલો બદમાશ તે બધું લઇને તીર થઇ ગયો હતો.

ગાર્ડે સઘળી સમજ પાડી તેના કેહવા મુજબ કોઇએ સાંકળ ખેંચી ટ્રેન થોભાવી, ને બન્યું એટલી ઝડપથી ટ્રેન ખડી કરીને તે તલ્લાશમાં બાહેર નીકળ્યો તો તેણે જુલ્યનને લોહી ગગરતા ગાલ સાથે જખમી થયલો એ કંપાર્ટમેન્ટમાં પડેલો જોયો. તે તો પેહલાં તેને મરણ પામેલોજ સમજ્યો, પણ સારા નસીબે એક બીજી ગાડીમાંથી તેના પુકારના જવાબમાં આ ડાકટર મલી આવ્યો, ને તેણે ઘટતી તલાશ કરીને ગાર્ડને ખાત્રી આપી કે ગાલપર ફકત ઘસાડો હતો, ને તે છોકરો માત્ર બેહોશ થયલો હતો. તેણે, એ ઉપરથી, જરૂરી મલમપટો કર્યો, ને લોહી વેહતું બંધ કરીને તેને તે જુલ્યનને જલદીજ પાછો હોંસમાં પણ લાવી શકયો.

"પણ ત્યારે સાંકળ કોણે ખેંચી ને ટ્રેન કોણે થોભાડી?"

"તેણેજ,—તે બદમાશેજ," ગાર્ડ જાસ્તી સમજ આપી; "એટલું નહીં સમજતાં? એ તો દેખઇતુંજ છે કે આટલી જોશથી જતી ટ્રેનમાંથી કુદી પડીને નહાસી જવાનો જોખમ કરવા તેને ગમ્યું નહી, એટલા માટે તેણે અકકલ દોડાવી

પોતેજ સાંકલ ખેંચેલી જણાવી જોઇએ, ને ત્રેન ધીમી પડતાંજ તે તમારો બેગ લઇ પોબારા માપી ગયલો હોવો જોઇએ."

તે તો કદાપી જુલ્યન પોંહચી ગયલો માનવાના સુખભર્યા સપ્યારાથીજ એ મુજબ પાર થઇ ગયો હશે; જુલ્યન ફકત બેહોશ થયો હતો એવો વહેમ તેને નહીં બી થયો હોય!

ત્રેન આગળ વધી.

જુલ્યનની પદવી ને શ્રીમંત સ્થિતીનો ખુલાસો થતાં તે ડાકટર તેની જોડેજ ગયો ને પછીથીનાં પહેલાંજ સ્ટેશન પર તેને ઉતારી તે પોતે તે તરફનાં એક પહેલે વાધેના હોટેલમાં તેને લઇ ગયો, કે જયાં તેની વધતી ને ઘણી અચ્છી સારવાર થઇ. તે રાતભર જુલ્યન અને ડાકટર ત્યાંજ રહયા.

બીજે દિવસનાં પેપરોમાં, ત્યાર કેડે તો, આ "ભયભીત ઝપાઝપી" અને "સર જુલ્યન રીચમંડના જીવ સનોસત બચાવ"નાં બધા અનેક તરાહનાં દીલ ઉસ્કેરનારાં મથાલાંઓ હેઠલ ત્રેન માંહેલા એ બનાવના ઘણાજ રસ રસતા હેવાલો છપાયા. પેપરવાલાઓને કાંઇ પુછવું પડે? નહાનો મોટો કાંઇબી ફકત બનાવ બનવો જોઇએ–પછી જોઇ લ્યો એક એકની પછવાડેનાં લાઇનબંધ સીવાં દાદર જેવાં પંચોતેર જાતનાં મથાલાં!! ફકત મથાલાંજ વાંચ્યે તો બસ–અંદરનું વાંચવાની તકલીફ લેવાની જરૂરજ નહી!

અલબત ગારડે દરેક ઠેકાણે આ ખુની હુમલાના તાર છોડયા, ને જેનાપર હુમલો થયો હતો તે એક જાણીતાં ખાનદાનનો બેરોનેટ હોવાને લીધે પોલીસની દોડધામ અને ખેંચપકડ હોય તે કરતાં વીશેષ અસાધારણજ થઇ; અને એ બધું

તે રફુચક્કર નહાસી જવા પછીના થોડાજ વખતમાં થઇ શકેલું હોવાને લીધે તે પાછો ઝીલાઇ જવાની બધાને ઘણી ઉમેદ-બલ્કે ખાત્રી આવી.

——:o:——

## પ્રકરણ ૬ ઠું.

—:o:

જ્યારે જુલ્યન બીજી સહવારે તેનાં હોટેલના બેડરૂમમાં પાછો જાગ્યો ત્યારે તેની છુવથી જયાદા એલસીનો પીતા મી૦ મરટન પોતે તેનાં બીછાણાં કને બેઠેલો હતો, ને તે જોતાં તે ખુશીથી ગોયા છાકટ બની ગયો. તેને પરમ સંતોષ થયો. મી૦ મરટન પેપરમાં વાંચતાં સાથે અહીં સુધી જાતે તેની ખબર લેવા આવ્યો તેજ બતાવતું હતું કે તેઓ તેના સંબંધમાં પુરતી કાળજી ધરાવતાં થયાં હતાં-એમ કાંએ નહી હોય કે એલસીએજ કાલાવાલાથી એ ડોસાને તેની ખબર લાવવા અતરે હડસેલી આપ્યો હોય?—અને એ વીચારોથી તેને તેનાં મંદવાડ વચ્ચે ખરેખર ઘણું સુખ થયું.

તે ઘણું થોભ્યો નહી. તે ફકત મલી ભેટી જુલ્યનની ખબર અંતર લઇનેજ પાછો ગયો. "મને લાગ્યું કે હું પોતેજ તમોને જરા રૂબરૂ મલી તથા નજરો-નજર જોઇને જવશ તો અમોને ઘણી નીરાંત રહેશે, ને અમો નાહક ફકરમંદ થયા કરશું નહી તેથી હુંજ આયો," મી૦ મરટને ખુલાસો કર્યો.

બીજા હાથપર, ધારીજ લેવામાં આવ્યું હતું તેમ, પોલીસ પેલા ખુની બદમાશને તેણે કરેલી સઘળી લુટ સુધ્ધાં

તરત પાછો પકડી શકી, ને એ ખબર મલતાં જુલ્યન વધારે ઉમંગી ને સાજો થયો. મોટાના નસીબ મોટાજ થાય છે.

તે લુચ્ચાને જુલ્યનવાલાંજ ગામની પોલીસ ચાવરી પર લાવવામાં આવ્યો, અને તેને જોઇને ઓલખી આપવાનું જુલ્યનને સતાવાલાઓ તરફથી કહી મોકલવામાં આવવાથી, તે હવે પુરતો ટટાર થયલો, તરત તઇયાર થઇને ચાવડીપર ગયો.

ત્યાં ઘણાક ઝનુની ને ખુની દેખાવના બદમાશોને એક કોટડીમાં એકઠા પરહેજ કરી મેલવામાં આવ્યા હતા, તે સલ્યાની ગરારવાલાં બારણામાંથી બતાવી તેને લુટનાર અને તેનાં જવાંન જાનપર ટાંપનાર કયો સકશ હતો તે ઓલખી આપવા જુલ્યને તેને એવી અચ્છી રવેશે જોયલો હતો, ને તે મંગલ મુરતની એબ્યલ સુરત તેનાં મનમાં એવી મજબુત રીસમે છુપાઇ રેહી હતી કે તેણે હાલમાં તેને જોતાં સાથે તરત પાછો ઓલખ્યો ને ઓલખાવ્યો.

પોલીસે ઘણી ચાલાકીથી કામ લીધું હતું. તેઓ તેણે મેળવેલી સઘળી લુટ અનામત પાછી હાથ કરી શકયા હતા, પણ એ લુટ ખુદ એ આદમી કને નહી મલી આવેલી હોવાને લીધે, ને વળી એ તકસીરનો તેણે એવા સંજોગો વચ્ચે ઘણી હીંમતથી સાફ ઇનકાર કરેલો હોવાના સબબથી પોલીસને આ રીતે વધારે ચોકસાઇથી ને ઇનસાફથી કામ લેવું પડયું- કે કોઇ નીરદોષ નાહક હેરાન ન થાય ને ખરો તકસીરવાર બચી ન જાય.

"એજ તે બદમાશ છે," જુલ્યને તે સલ્યાવાળાં બારણાને પોતાના ચપટાં નાક અડકાવીને ઉભેલા તે હારબંધ ચાર પાંચ રફયનોમાંથી ખરા તકસીરવારને પોતાના હાથમાંની

સોનેરી મુઠવાળી વોકીંગ સ્ટીક વડે બતાવી આપતાં કહ્યું; "હું એને હજારો વચ્ચેથી ઓળખી આપી શકું એવી રવેશે મે એને જોયલો ને ઓળખેલો છે!"

"એમ, કે, બચ્ચા? તું એટલો બધો હુસ્યાર છે ખરો કે? પેલાએ તે સળીયાવાળા બારણાંની પછવાડેથી સરપ જેવા સણુસણાતી અવાજે કહ્યું; "ફકર ના કર-મને પાછો છુટવા દે, તે એનો જો હું તુંને પુરેપુરો સવાદ નહી ચખાડું તો હું મારા બાપનો બેટો નહી. તું જીવેજાગે ત્યાં સુધી તને આગ બળે તેવુંજ કંઇ કરી બતાઉં તોજ હું ખરો. ઘણો અફસોસ છે કે હું હેમક ધધેડો થયો ને મેં ત્રેનમાંજ ચોકસાઇથી તારૂં કામ તમામ નહી કરી—

પણ તેને એટલામાં તો પાછલથી એક મજબુત છાપટ પડી, અને ત્યારે તે ધુખરાયલા છાણાં જેવું મોનું કરી પોતાના એ બેહુંદા બકવાટમાં પાછો ચુપ થયો.

જુલ્યન તો, એમ છતાં, થથરી ગયો. આ કરપીણ એવાં તો કપટથી ને એટલાં તો ઝનુનનાં જોશથી એ સઘળું બોલ્યો હતો કે તે એકાદ પળ દબાઇ ગયો, પણ પછી પોતાનું સમતોલપણું પાછું મેળવી તેણે લાકડી ઉંગામી કહ્યું, "કમીના, ત્યારે તે શું તું કંઇ એમ ધારતો હતો કે મારે તને જતો મેલવો ને માફ કરવું? તાહરા જેવા કરપીણો શેહેરમાં મરકી જેવા છે, ને તેઓને જન્મભર કેદ કરી મુકવા એમાંજ સોસાયટીની સલામતી છે.

"વારૂં, વારૂં એ તારૂં ડહાપણ તુંને કેમ ગરમ પડેછ તે તહારી પાછલી જીંદગીમાં જોજે; હાલ તો મનથી ગમે એમ મલકાયા કર," પેલાએ પાછા એક વીકરાળ વરૂની

અદાથી દાંત ચકચકાવી કહ્યું,–અને એવા એક જોડે તકરારમાં ઉતરવાનું તેના દરજ્જાને શોભે નહીં એમ ત્યાં પોલીસનો જે વડો હાજર હતો તેણે જુલ્યનના કાનપર પડી કહ્યું એટલે તે જવાંન વધુ કશુંપી બોલ્યા વના ત્યાંથી પીઠ ફેરવી ગુપચુપ ચાલતોજ થયો.

તેણે પેલાએ આપેલી ધમકીની તેના મનપર થયલી અસર બળતવારીથી ખંખેરી નાંખી. તે બેશક બીહીધો હતો. આખરકર તે હજી તો વીસ વરસનો એક પોરયોજ હતોની! એમ છતાં તેણે મન મોટું કરી તે ધુરકતા ચેહેરાને વીકરાળ આંખ્યોનો છાપ પોતાના મનમાંથી ભુસી વાલ્યો, ને તેને પાછલી જીંદગીમાં સતાવાનો તેણે આપેલી ધમકીનો ગણુગણાટ જે તેના કાનમાં વાગ્યા કરતો હતો તે પણ વીસારી દેવા જોગો તેણે પોતાના મનથી પરીશ્રય કર્યો.

તેણે ખ્યાલ કીધો કે તેણે એક જરૂરી ફરજ માત્ર અદા કરી હતી. શું ત્યારે તે એવા એક જાલીમ ખવીશને પકડાવે નહી? જતો મેલે? કેમ બને! અને તેથી એ સખ્યારાપર તેણે તે સઘળી ના પસંદ લાગણીઓ ભુલી જવાની એવડી ખંતથી કોશેશ કરી.

તેણે પેલા તેને મદદ થનાર માયાળુ તબીબને-એ પછીથી ઘણી ઉદારતાથી નવાજ્યો તેમજ પોલીસમાં પણ છુટા હાથે નાણું વેરયું. પૈસાની જયાં ત્યાં બોલબાલા છે. અને તેનાં એ દુલ્લાં દીલની બોલબાલા પોલીસ તરફથી, અલબત ઘણી બોલાઇ.

એ પછી તેણે પોતાનો બધો કીમતી અવેજ પાછો સમાલીને સ્વાધીન લીધો, અને ત્યાર કેડે તે પોતાની મુસાફરીમાં પાછો આગળ વધ્યો.

તે ઘણું ફર્યો ને ઘણો નવીન અનુભવ હાંસલ કરી છેલ્લે તે ઇંડયા ગયો, જ્યાં કેટલેક વખતે તેનાં વાંચવામાં આવ્યું કે પેલા બદમાશની તપાસ સેશનમાં પુરી થઇ હતી અને સર જુલ્યન•રીચમંડને લુટવા અને જાનથી મારવાની કોશેશની જાસ્તી કરવા માટે, તેમજ તે બેરોનેટને બીહીવડાવા જેવું કહી સંભળાવાની એકડી સજામાં ચાર વરસના દેશ તરીપારની તેને સખત સજા મલી હતી, અને જુલ્યને ત્યારે ઘણાક છુટકારાનો દમ ખેંચ્યો. ચાર વરસ! ચાર વરસ કોણે જોયાં છે? તેટલાં તો તે કમીનાનો કીનો વટીક ભુલાઇ જવાનો! આજે તે જે કીનાની આગમાં જલતો હતો તે આગ ચાર વરસ તક એમજ તેને જલાવતી રહે એ કેમ બને? ચાર વરસ એક ઘણો લાંબો ટપ્પો હતો, ને તે સખ્યારામાં પુરતી સબર માની જુલ્યન એ વાત પછીથી જલદી વીસરી પણ ગયો.

——:o:——

## પ્રકરણ ૭ સું.

——:o:——

ચાર વરસ વહી ગયાં. વખત જતાં કાંઇ વાર લાગે છે? કલાકો પછવાડે દહાડા દહાડાઓ પછવાડે મહીના, અને મહીનાઓ પછવાડે વરસો પાણીના પ્રવાહ મીસાલે પવનની પાંખપર સવાર થઇને વહી જાય છે! એમ રોજે અવલથી ચાલતું આવ્યું છે, અને રસતાખેજ તક ચાલુ રેહેશે આજે આપણે જયારે આ લખ્યે છીએ અને આ વાંચ્યે છીએ ત્યારે જે

કરોડો અને અબજો બંધ અબજો જાનો હસ્તી ધરાવે છે તેમાંથી આજથી સો વરસ પછી એક બી નીસ્તીની નાબુરગી પામ્યા વગર સલામત રેહનાર કે બચનાર નથી–મોટાં માનવથી ને આજે જનમેલાં બાળક કે એક તુચ્છમાં તુચ્છ જીવજંતુ શુધ્ધાં એ વખતની બરવખત વહેંચણી અને તે અણદીઠ સાહેબની માહન શકતીનો જેઓ ખ્યાલ કરી શકે અથવા ખ્યાલ કરવા માંગે તેમને ભર અજાયબીમાં છક કર્યા વના રેહનારજ નથી.

પણ આપણને અત્રે વખતનો સબોધ લખવો નથી, એટલે હયાં વગર અંગતે એ બાબે લાંબું કરશું નહી. સર જુલ્યન રીચમંડ પોતાનો ગુમાવેલો અવેજ સઘળો પાછો સ્વાધીન લઇને તેની ધારેલી મુસાફરીમાં આગળ વધ્યો ત્યાં આપણે તેને છેલ્લો છોડી આવ્યાં છીએ, ને તે વાતને, અમોએ ઉપર કહયું તેમ, ચાર વરસ વહી ગયાં છે એ પછી જયારે આ નહાનકડી વારતાના સફાઓ પર આપણે તેને પાછો રજુ કર્યે છીએ ત્યારે તે તેની મનમાની અને દીલવસી એલસી મરટનને લાંબા વખતથી પરણી ચુકયો છે, અને વળી બ્યાજ-વટાવના વધારામાં એક બચ્ચાંનો બાપ પણ થઇ ચુકયો છે, તે રીચમંડ વીલાના પુરાણા ને નામાકીત બાપીકા મેહેલમાંજ મુકામ કરી થર પડયો હતો, અને તેને લગતી એક દીલપઝીર ગુલાબ–વાડીમાં તે પોતાની મોહરદાર જોડે દીલખુશ વાતચીત કરતો હાલમાં બેઠો હતો.

તેનામાં કાંઇ ઝાઝો ફેરફાર થયલો નજરે આવતો હતો–સીવાય કે તેની છોકરવન વયમાંથી વધીને હાલમાં એક ખુબરૂ અને ગુબરૂ જવાન થયો હતો. તે પોહલી પીઠનો જરા વધારે

મજબુત બાંધાનો અને દમામદાર દેખાવનો જવાન ઉધર્યો હતો, અને તેનાં મોહનાપર એક સુંદર અને ભરાવદાર મુછ થઇ હતી, વળી તેની બાજુમાંની તેની મોહરદાર એક તેવીજ દેખાવલી અને દીલકસ સુંદરી હતી, કે જે તેનાં અસલ મીસ મરટનનાં નામને બદલે હાલમાં તેની આટલી નાધલી ને કુમળી વય છતાં લેડી રીચમંડના દમામદાર નામથી આગેવાન સોસાયટીમાં ઓલખાતી થઇ હતી.

"એક વખત એવો હતો, એલસી ડીયર," જુલ્યને એ વખતની વાતચીત દરમ્યાન કહયું, "કે જયારે મને લાગતું હતું કે મારા એકલવાઇ અને હીણાયલી જીંદગીએ જીવવાનું પણ કેવણ દુઃખભરેલું હતું, કેમકે હું મારૂં પોતાનું કહી કે ગણી શકું એવું કોઇ અથવા કંઇજ મારે કબજે નહીં હતુ!"

"અને હવે હાલમાં? એલસીએ મીઠાસથી હસીને પુછયું.

"અને હવે હાલમાં મને લાગેછ કે મને જોઇએ અથવા ઘટે તે કરતાં બધુંજ બેશુમાર ઘણું વધારે આપીને દયાળુ ખુદાએ મને ખાસ નવાજયોછ અને જયારે હું મોહતાજ મુફલીસીનો ખ્યાલ કરૂ છ ત્યારે મારી આગલી અને હાલની સ્થીતીને માટે ખુદાની જનાબમાં શુકર ગુજાર થયા વના હું રહી શકતો નથી."

"એટલું બધું?"—અને એલસી પાછી મીઠાસથી હસી.

"ઘણુંજ" જુલ્યને ભાર નાખી કહયું. "પેહેલી તો તું! તું જાણેછ–મારી નાદાન વય અને તંગદસ્તી દરમ્યાન હું કોઇબી દહાડે તાહરા જેવી ધણીયાણીનો ધણી થવશ એમ માનવાની હું હીમત વટીક કરી શકયો હતો નહી! તુંને જોઇ ને જોઇ હું ઘેલો થયો હતો, પણ મારી ઉમેદ મને

બીલકુલ સ્વપ્નવત લાગતી હતી, વળી પઇસા સુખનું ઓછું સાંધન નથી. મારો પુરાણો દોસ્ત પારકીન્સ પોતાની ઘણીજ માનીતી મોહરદાર સાથ પરણેલો છે, પણ બીચારાં પઇસે ટકે તદન તલ્યાઝાટક ;છે એટલે જોઇએ એટલાં સુખમાં રહી શકતાં નથી.!"

"તમે કાંય નહી કંઇ મદદ કરતા?"

"મને ગમ્યું તો ઘણું, પણ મને લાગું કે તે લોક બુરૂં માનસે," જુલ્યને જવાબ આપ્યો.

"બુરૂં નહી માને ને તે લોકોનાં મનમાં ઓછું નહી આવે તેમ કામ લેવાના પણ ઘણાં રસ્તા છે, વહાલા," એલસીએ હેતથી સમજાવ્યું.

"ત્યારે તુંજ તે રસ્તે કામ લેજે, અને તે લોકને-પણ બોલ્લો, લે આએ તારો દેવે નામ દેવ આયો!"

"તમે જે તમારા સુખનાં સાંધણ ગણાવ્યાં તેમાં એ ખરાં ને મોટા સુખનું સાધન તો ભુલીજ ગીયાતા, જુલ્યન?" લેડી રીચમંડે નરમ ઠપકાથી હસીને યાદ આપતાં કહયું-અને નર્સ જે તેઓનાં બેબીને સુવાડવા લઇ જવા આગમચ ધારા મુજબ તે માબાપ સાથ મેળવવા તેને બાહાર લાવી હતી તેના તેના હાથમાંથી તે પ્યારાં ભુલકાંને જરા ખેલાવા તેણીએ પોતાના ખોલામાં લીધું.

તે એક ગલગોટા જેવો ફકત અઢારથી ઓગણીસ મહીના જોઇ ચુકેલો એક બાળક બેટો હતો, અને તે એ માબાપનો-આંખની ટાઢક જેવો-ઘણોજ લાડકો હોય એમ એક નજરે જોઇ શકાતું હતું. તે હવે પછીનો આ વીખ્યાત અને શ્રીમંત રીચમંડ વીલાનો વારસ હતો.

તે માતાએ તેને ખોલામાંથી ઉતાર્યો અને "પપા પાસે" ચાલીને જવા કહ્યું, કે જેણે હાથ પ્રસારીને તેને પોતાનાં પાસાંમાં બોલાવ્યો; અને ત્યારે તે બચ્ચું, ખુશાલ તબ્યતે હસ્તું, ઘેર્યા રમતા પગો સાથે લડડતું ગબડતું પોતાના બાપ ભણી જતું હતું. તે જોવાનું ખરેખર પણું ખુશકારક હતું ખરેખર તો રખે તે ટપકાઇ જાય કે ગબરડી ખાઇ જાય તે માટે મા બાપ અને નર્સ એ ત્રણેના જીવ ઘણા ઉંચા હતા, અને ત્રણેએ આડા હાથ વટીક તઇયાર કરી મેલ્યા હતા.

"મારાં બચકલાંથી એટલું બધું નહી ચલાશે, એલસી," જુલ્યને પ્યારથી કહ્યું. "હું તો એને ઉંચકી લેઉંછ."

"નહી, નહી, બેસી રેહો ને આવવા દેઓ," એલસીએ બોંહસ કરી; "બચ્ચાં એમજ ચાલતાં શીખે આપણે બધાં લગોલગ આગલજ છઇએ કેની?"–અને તે વ્હાલાં બચ્ચાંની "ચાલ–ચાલ!" તે માતા મોટી મોજ અને મગરૂરીથી જોતી બેઠી હતી.

તેણે ગબરડી ખાધી નહીં. ફ્-તેહની એક ચીસ સમેત છેલ્લે તે છોકરો બાપના ખોલા તક પોંહચી ગયો, અને ત્યારે જુલ્યને તેને હાથમાં ઉંચકી લઇને ચુમીઓથી તે પ્યારો ચેહેરો સરચામ ભરી નાખ્યો.

"કાંય, હવે માહરો દીકરો હુસ્યાર કે નહીં?" તે માતાએ મગરૂરીથી પુછ્યું.

"ઘણો!" જુલ્યને પોતાની મગરૂરી અને ખુશાલી છુપાવીને એલસીનું પાકવવા જોગી ટકોર કરી; "બે વરસે તારો મેળી ચાલતાં શીખ્યો એ કાંઇ નાહની સુની વાત? ગામના છોકરાઓ તો બાર વરસ પછીજ ચાલતાં શીખેછ!"

"ચાલો, મુકી દેઓજી મારાં બેબીને તમારા હાથમાંથી જો તમુને નથી ગમતો તો." એલસીએ રમુજ સાથના ગુસ્સાનો તકાજો કર્યો, અને જુલ્યને તેને હાથમાંથી મુકયો નહીં તે વાસ્તે તે વર બઇયર વચ્ચે ઘણી હસાહસ ને રમુજ થઇ. તે બચ્ચાંએ જુલ્યનનો ઘડીયાલ છેડો પકડી લીધો હતો, અને તેથી પાછો માયના હાથમાં જવા પણ તે સાફ ના પાડતો હતો, જે તેણીને ચીઢ ચઢાવનારૂં છતાં ઘણું રમુજી હતું.

નર્સ આગલ આવી, "એને આપી દેશોજી?" તેણીએ નરમતાથી પુછ્યું.

"કાંય, એનો સુવાનો વખત થયોછ શું?" જુલ્યન તેને આપી દેવો પડતો હોવા માટે જરા કરાજીથી સવાલ કર્યો.

"જી હા," તે નર્સે જવાન દીધો.

પણ તે બેબીએ ન તો તે માના હાથમાં જવા માગ્યું, કે ન તો નર્સના. તે તો તેના બાપનેજ તોતે વળગી રહયો.

"હું ધારૂંછ જે મનેજ એ કાફરને અંદર લઇ જવો પડશે," જુલ્યને હસીને કહયું, "એ કંઇ જેમ તેમ મારો પીછો મુકવાનો છે?"–અને જુલ્યન પોતેજ પછીથી ઉઠીને તે બાળક બેટાને ઉછાળતો રમાડતો અને ખેલાવતો ઉંચકીને અંદર ઘરમાં લઇ ગયો.



# પ્રકરણ ૮ મું.

—:o:—

ત્યાર પછીથી જ્યારે તે પાછો બાહેર આવ્યો ત્યારે તેનુ ઘડયાલ છેડો તેની પાસે ન હતાં. તેણે હસીને પોતાની પરણેતરને ખુલાસો કર્યો ને કહયું કે તે નાધલા કાકરે જ્યારે ઘડયાલ છેડો તેની પાસેથી સ્વાધીન લીધાં ત્યારેજ તેનો પીછો મુકયો.

એલસી જરા ગંભીર થઇ.

"મને બીહક લાગેછ, જુલ્યન, કે તમે એને લારધેલો કરી મુકશો. મને લાગેછ કે મારે થોડુંક સખત હાથે કામ લેવું જોઇશે." તેણીએ કહયું.

એ પછીની બીજી બપોરે તે વર બઇયર જયારે બહાર કેથે મલવા ગયાં ત્યારે બેબી તેની નર્સ સાથે બહાર ગ્રાઉન્ડસ પર રમતું હતું. પેલાં કીમતી ઘડયાલ છેડાનો તે "નાધલા કાકરે" પીછો મુકયોજ ન હતો!

"જુલ્યન, તમારો ઘડીયાલ છેડો બેબી પાસેથી લઇ લેવો તો સારૂં" એલસીએ ગાડીમાં બેસતાં પોતાના ભરથારને સુચણા કરી "અમથું બચ્ચું ભાંજી નાખશે તેમાં શું હાંસલ."

"એ ભાંજવા દે," જુલ્યને બેદરકારીના તીખાસથી કહયું,—કે જયારે બચ્ચું તે ઘડયાલ કાનપર મુકવાને બદલે ગાલપર મુકીને તેનું "ટક–ટક" સાંભળવાની જે વ્યર્થ કોશેશ કરતું દેખાતું હતું તેથી તેને ઘણી રમુજ ઉપજી, નર્સ છે કેની? તે સાચવશે."

"નર્સ એને સાચવશે કે ઘડયાલને?" એલસીએ હસીને કહયું; "હવે એના પગ જરા વધારે થરકા થશે તો આપુને

સાંમળી નદીને વાસ્તે ઘણું સમાલવું ને બીહવાનું થશે."–
અને તેઓ ગયાં.

છેક સાંઝજ પછી બેચાર ઠેકાણે ફેરી ફરીને તેઓ ઘર પાછાં ફરયાં, અને ત્યારે એ ગજબ!—જે દેહસ્તનાક સમાચાર તેમને માટે ખોટી હતા તે સાંભળતાં તે બન્ને જવાંન વર બઇયરનો જાન જાણે તનમાંથી નીકળી ગયો. એક ઘણોજ ભયંકર બનાવ તેઓના એ ટુંક ગેરહાજરી દરમ્યાન બનવા પામ્યો હતો. તેઓના ઘરનો તે વાજતો ગુંગરો–તે એકપુરો બાળક બેટો–અચબુચ ગુમ થઇ ગયો હતો ! !

જુલ્યન હોઠ સુધી એ આફતની કેફીયત સાંભળતા સાથે ફીકરથી ફીકકો પડયો. પણ તે પછીથી તેના ગુસ્સાની હદ નહી રહી. તે નાધલું બકલ્યું જતું રહયું એટલેજ શું ? જાય કયાં ? ગયું કેમ ? તેની સંભાલમાં રહેલી નર્સને ફીકરનો માર્યો હીસટીરયા થઇ આવ્યો હતો. અને બીજી બધી દાયાઓ અને નર્સો અરધી ફીકરથી અને અરધી દીલગીરીથી રડવા પડેલી હતી.

એલસી પણ હદ વગરનું દુઃખ પામી, પણ તે બાહોશ અબળા, એમ છતાં, પહેલી હરોલમાં પુરતી સાવધ રહેવા અને જુલ્યનને સાવધ રહેવા અને થવા એણીએ સામી ફરજ પાડી. તેણીએ યાદ કરાવ્યું કે એક બે કલાકના અરસામાં એજ મહેલમાં આગળ જયારે એકકી વારે ત્રણ ત્રણ મોહતનો ગજબ થવા પામ્યો હતો. તયારે તેણે વધતાં સાવધપણાંથી કામ લીધું હતું અને હમણાં તે વહાલાં બાળકની ચાંપતી શોધને ખાતર તેણે શાંતી પામવા ને સાવધ રહેવાને ખરેખર તાકીદની જરૂર હતી.

તે નર્સ ધ્રુજતાં અને ફીકફી પડતાં તેમના ઉપરાસાપરી સવાલોના જવાબમાં ઘણુા દુઃખની તે કેફીયત તોતરી બોબરી થઇને કહી. તે બચ્ચાં સાથે બાહર ગ્રાઉન્ડસપર રમતી હતી તેટલાં તેની માય તેને મલવા આવી, ને તેની સાથે વાત કરી ને તે તેને દવાજા સુધી મુકવા ગઇ. ભાગ્યેજ તે એમ એક પાંચ મીનીટ અલગ થઇ હશે. તેને એ બચ્ચાંને વીહલું મુકતાં કંઇ બીહકજ ઘણી લાગતી હતી; અને એમ છતાં જયારે તે પાછી આવી ત્યારે તેણીએ મોટા ગભરાટ વચ્ચે જોયું કે તે બચ્ચું જયાં રમતું હતું ત્યાં હતું નહી!! તેણે, તેથી, શોહોર કર્યો ને શોધખોલ કરવાની નોકરનફ્રેરોએ કંઇ બાકી રાખી નહી.

જુલ્યનની ઉલટપાલટ તપાસમાં તેણીએ વળી એટલું બી કબુલ કર્યું કે નદીથી તેઓ ઝાઝાં દુર નહી હતાં, પણ તેની માને દરવાજાપર મુકવા ગઇ અને પાછી ફ્રરી તે દરમ્યાનમાં ફ્કત પાંચજ મીનીટ તેણીએ ગુમાવી હતી એ વાત પર તે હજી બી ઘણી બજીદ થઇ.

હવે સ્વભાવીક રીતે થવું જોઇએ અને સરવેની પહેલી નજર ત્યારે નદી ભણી ગઇ. એલસીને જુલ્યને પોતાની સાથે લીધી નહી, તે જરૂરી જુસતેજો ને વધતી પરપુછ કરવા ઘરમાંજ થોભી, કે જયારે જુલ્યન પોતે આદમીઓ સાથે પાધરો પહેલાં નદીપરજ દોડયો.

ત્યાં પુરાવા પ્રત્યક્ષ હતા. બેબીનો બ્લુ "શેષ" ત્યાં પડેલો હતો. ને એક નહાનું "શુ" પણ બીજીમેર પડેલું મલી આવ્યું વળી એક બાજુએ તેનાં નહાનાં પગલાં બી રેતીમાં દેખાતા હતાં–પણ તે ફ્કત એકજ જગ્યાએ. એ અજબ જેવું લાગતું હતું કે ફ્કત પાણીની લગોલગ એકજ ઠેકાણે રેતીમાં તે બે

નહાના પગના પગલાં પડેલાં હતાં. તે આખે રસ્તે જે ચાલી આવેલું હોવું જોઇએ ત્યાં કેથે બી નહીં!

મગર હવે વેહેમ શે રેહવો જોઇએ? જુલ્યને ચાક ચાક થતાં દીલે માથું કુટયું. દીસતુંજ હતું, તે એક જોસથી વેહેતી નદી હતી, ને પડતાં સાથે તે ફુલગુઝાર બાળક તણાઈ ગયું હોય એ ઘણુંજ સંભવીત લાગતું હતું.

તેણે તે "શેષ" પટો અને પગમાંનું શું-તે ઘસડાઇ ગયલાં તેનાં પ્યારાં બાળકની બાકી રહેલી મતા જે એ સત્યાનાશીનો મુસતકીમ પુરાવો લેખાય તે-લઇને ઘર તરફ મુકયું, તેની આંખ આંસુઓથી આંધળી થઇ ગઇ હતી. અરે, જયારે કે તેઓ દોસ્તો સાથે હસતાં બોલતાં ને મોજમજાહ કરતાં હતાં ત્યારે તે પ્યારો બાળક બેટો-રીચમંડ વીલાનો વારસ નદીનાં તલીઆમાં કબરવાસ પામ્યો અથવા તો તેની લાશ ઘસડાઇને કયાંની કયાં નીકલી ગઇ હશે! કેવો તે ગુંગલાઇ ગયો હશે! કેવું તે મોહોત તે ફુલગુજારી પામેલા ફુલને ગભરાવનારૂં થઇ પડયું હશે! એક ચાહતા માબાપને એ ત્રાસજનક ખ્યાલજ ઘેલાં કરી મેલવા બસ હતો.

તે ઘર તરફ ચાલ્યો, પણ અરે, કેમ તે એ મોટી સત્યાનાસીની વાત પોતાની વહાલી પરણેતર એલસીને મોંહ ખોલી કહી શકશે? તેને ઘણું મોટું દુખ થતું હતું, તેનું સુખી અને હસતું ઘેર જોતાં જોતામાં શોકાગ્નીમાં ગરકાવ ગયું હતું! જે ચાર વરસપર થયું હતું તેવોજ સીતમ વળી આ મહેલમાં એટલે જલદી અને નવેસરથી પાછો ગુજરવા પામ્યો હતો!!



# પ્રકરણ ૯ મું.

—:o:—

તે માબાપના દુખની–હદ ન રહી. તેમની જીંદગીનું સુખ અને તેજજ જાણે સમી ગયું. તેમના ઘરનો વાજતો ગુગરો રીચમંડ વીલાનો એકનોએક વારસ નહી ધારેલી રવેસે નાશ પામેલો હોવાનો ગજબ તે ચાહતાં અને હેતવંતા માબાપ ખમી શકે તે થકી ઘણો વધારે જયાદા ને જબુન પુરવાર થયો.

જુલ્યને નદી આગલથી, નામુરાદ, દીલ સાથે, મેહેલમાં પાછો ફરી તે નાસબર માતાને તે ખોહારીના મલેલા પ્રત્યક્ષ પુરાવાઓ બતાવ્યા પણ તે માતાનું મન માન્યું નહી,

"અરે એટલાવારમાં તે શું ડુબી જાય કે ઘસડાઇ જાય?" તેણીએ કકલાત કર્યો. "કદાચ નદીની આસેપાસે કેઠે મારૂં એ ભુલકું ભુલું પડયું હોશે! ઓ જુલ્યન, હું એના વગર જુરી જવશ ગમે તે કરીને તેનો પતો મેલવો!"

"ખુદાએ આપ્યું ને ખુદાએ લીધું." સર જુલ્યને તેનાં આંસુઓ વચ્ચેથી પોતાની મહોરદારને સબ્યારો આપવાની એક વ્યર્થ કોશેશ કરતાં કહયું; "ઓ એલસી વ્હાલી, હવે તો ધીરજ ધર"–અને એમ છતાં તે પોતે કેટલી થોડી ધીરજ ધરાવી કે બતાવી શકતો હતો?

તે ખરાં કલ્પાંતનો એક કારમો દીવસ હતો. તે બંને વર બઇયરે ઘણોજ ગમ કર્યો. ખાસ કરીને એલસીએ પાછ-લથી ઘણોજ–અને તે એક બચ્ચાંની અદાથી રડતાં રડતાં થાકીને ઉંઘી ગઇ તે ખુદાની દયાનો એક ખાસ આશીરવાદ

માત્ર પુરવાર થયો. માબાપની મોજ઼, આશા અને સુખ એક પહેલું અવતરેલું ફરજંદ હોવાથી તે માબાપનું ખાસ કરીને લાડકું ને પ્રીય હોય છે, ને એવાં એકને ગુમાવાની કમનસીબી એલસી અને જુલ્યનને કેટલી હદ સુધી સંતાપી રહી તે અત્રે વીગતથી વીસ્તારીને બ્યાન કર્યા વના ચાલશે.

બીજી સહવારે પોલીસે પાછી ચાંપતી જુસ્તેજો ચાલુ કરી નર્સની જુબાની થોડીક હેરફેર થતી હતી તે વતરોગે તે અસલ મુદ્દાને ઘણી મજબુતીથી આખર તક વલગી રહેતી હતી. તે વધારામાં એટલોજ ખુલાસો કરી શકી હતી કે તે બચ્ચું રમતાં રમતાં થાકીને સુઇ ગયું હતું, ને તેણે તેને સુવા દીધું હતું, કેમ જે બચ્ચું ખુલ્લી હવામાં એ રીતે પોઢે તે એલસીને અગત કરીને ગમતું હતું, ને તેવામાં તેને ડીસ-ટર્બ નહીં કરવાનો તેણીનો હમેશનો માણસોને હુકમ હતો. એ રીતે તે બચ્ચું સુઇ ગયલું હતું તેવામાં તે નર્સની મા તેને મલવા આવી, અને તે બચ્ચાંને સુતેલું મેલીને તેને બાહેર દરવાજાપર પછીથી તે મુકવા ગઇ, જે દરમ્યાન ભાગ્યેજ પાંચ મીનીટ વહી ગઇ હશે. એટલા માટે એ અતી ટુંક અરસામાં તે બચ્ચું જાગ્યું હોય ને વળી નદી તુલક ચાલ્લી ગયું હોય એ બધું કશીજ રીતે બનવાજોગ કે અકકલમાં બેસતું આવતું ન હતું; પણ તે નર્સના એ કહેવાપર એતબાર કેમ મેલાય? એ નોકર આદમીઓ આવા ગંભીર સંજોગમાં ખરૂખોટું કેહ-વાને શું બાકી રાખી શકે? વળી નર્સ તકરાર કરતી હતી કે તે નદીમાં પડતે તો ચીસ પાડતે અને તે ચીસ ખચીત કરીને તેના સાંભળવામાં આવતે, પણ તેની શું ખાત્રી માનવા-જોગ દલીલ હતી? નદી ઘણાં જોરથી વેહતી હતી, ને તેમાં

અકસ્માતે પડતાં એક એટલાં નાધલાં બાળકને મદદની ચીસ પાડવાનું આવડે યા એટલો વખત મલે એ સઘલું કશીજ રીતે સંભવીત માનવામાં આવતું હતું નહીં.

તે નર્સને લેડી રીચમંડે ઘણા ગુસ્સાથી પોતાની નોકરીમાંથી બરતરફ કરી રૂખસદ આપી, અને તે રડતી આંખ્યોએ ગુપચુપ ચાલતી થઇ, તેને પણ એ રીચમંડ વીલાનો વારસ ઘણો પ્રીય હતો. તેનો જનમ થવા કેડે અત્યાર સુધી તે વહાલું બચ્ચું તેનાજ હવાલામાં હતું ને આજ તક આ રીતે બેદાદ થયલી કદી જાણુવામાં આવી ન હતી એટલા માટે તેને પોતાને એ આફતનું દુખ કમ લાગતું ન હતું, જેથી રૂખસદ પામવાની એ વધારાની નામોશીથી તે ગરીબ અબળાનું હઇયું તુટી ગયું—અને તે ગઇ.

"હું તાહરા ચેહરા સામુ ઉશકેરાયા ને ગુસ્સે થવા વના કદી જોઈ શકવાની નહી," લેડી એલસીએ ગુસ્સાથી તેને રૂખસદ કરતાં કહયું, "તું તારૂં કાલું કર ને અતરેથી જતી રહે."—અને તે નર્સ તે ઉમરાવ શેઠાણીની આ દલીલનું વાસ્તવીકપણું મનથી સ્વીકાર્યા વના રહી શકી નહી.

"હું જીવશ ત્યાં સુધી મને એ વાતની આગ બળશે," તેણીએ રડતી આંખોએ કહયું, "હું એ બનાવ કદી પોતે પોતાને માફ કરવાની નથી."

અલબત નદીમાં—ફરી અને ફરી સોહોધ કરવા અને તે આખો, જીલ્લો છાંની મારવામાં સતાવાલાઓએ કશીજ બાકી છોડી નહી અને અંતે જયારે કોઇ સુરતે બી તે ગુમ થયલા બાળકનો પતો કશો મલ્યો નહી અને તે ગુમ થયલું ભુલકું હર કોઈ રસ્તે આખર થયું હતું એમ બધાંની બેતકરાર

ખાત્રી થઇ ત્યારે સર જુલ્યન રીચમંડ પોતાનું એ ભુલવા ને પોતાની પરણેતરને બી તે થોડુંક વીસરાવવા તેણીને લઇને મુસાફરીએ નીકલી પડયો; પણ નહીં. બંનેનાં જીગરમાં એ ગમી છેક એટલાં ઉંડાણમાં ઘર ઘાલી બેસી ગઇ હતી કે તેમ છતાં તે બેમાંથી એક બી એ શેહેલઘાહમાં કશી મોજ મેલવી શકયાં નહી કે ન તો તે ઘણા ગમખંર બનાવની યાદ કદી બી દીલથી ને મનથી અલગ કરી શકયાં.

તેઓ ઘણાં ફર્યાં ને ઘણે લાંબે વખતે પોતાના મેહેલમાં પાછા ફર્યાં, ને આ વખત પાછાં ફર્યાં ત્યારે એલસીના હાથમાં એક નવું બેબી હતું તે બી એક બેટોજ હતો. તે તેનું બીજું ફરજંદ હતું, ને હવે તેઓએ પેહલ્લાં ને બીજાં બંનેના સામટા સરવાળાનું હેત આ "નંબર ટુ" માં ભરી મેલ્યું હતું. એમ છતાં સર જુલ્યનના બાલોમાં આટલા ટુંક ઉમરે બી કોઇ ધોલા બાલ ઘુસી ગયલા નજર આવતા હતા, અને લેડી એલસી પણ અરધી ઘરડી થઇ ગઇ હોય તેમજ દીસતી રીતે બધી ઝભોલાઇ ગઇ હતી, તે હજી એક છોકરી કેહેવાય, પણ તેના પહેલાં બાળક સાથેજ ગોયા વહેલું કબર વાસ પામ્યું હતું.

લોક જેઓ એ છોકરવન માબાપને આગલી હરોલમાં હસતાં હતાં અને નાધલી ઉમરે પરણવાની તેમની ઉતાવલી ગમત પામતાં હતાં તેઓ બી તેમનાં છેલ્લા એ મોટાં દુખની કેફીયત સાંભળતાં દયાથી દાઝી ગયલાં હતાં, અને તેઓ બધાં આ બીજો વારસ બેટો જન્મ પામવાથી ખરાં દીલથી ખુશી થયાં. ખુદાની એ વધારાની નવાજીસ સઉને ગમીને વધની વહાલી લાગીને બધાને હવે ઉમેદ થઇ કે જુલ્યન અને

એલસી હવે એ આગલો ગમ ભુલશે, કે જે વખત ગમે એવાં પાહાડ જેવા ગજબનું કાતીલપણું નરમ કરનાર એક ખરો એજમતી મલમ છે ખુદાની દયાલુ વેહેંચણીના પ્રકારથી અલબત હારીને તે માબાપ આયંદા થોડોઘણો તે ગમ ભુલ્યાં ને શાંત થયાં ખરા, તોપણ ઇનસાફની રાહે કેહવું ઘટે કે સદંતર તો નહીજ. જુલ્યનને ઘણીવાર હજી બી અને રોજ તે બાળક બેટો હઇયે ચઢતો, એલસી બી ચીસ પાડી ઉઠતી કે તે બચ્ચાંને તેણે કેથે કોઇ ને કોઇ આફતમાં ફસેલું ને મદદની ચીસો પાડતું આબાદ સ્વપ્નામાં જોયું; અને ત્યારે પાછી ને પાછી ફેકેફેક રડતી તે જુલ્યનને ગળે વલગી પડતી.

એ માબાપના હેતની તાસીર હતી. માબાપનાં હેતનું બંધણ—તેનાં અગાધપણાં ને અસોઇ, તેનાં પ્રૌઢપણાંને બુલંદીની કોણ ખરી અસર કાગળપર ઉતારી શકે? એ બળવાન પ્યારની હદજ હોતી નથી કેવી કાલજી, કેવાં હેત. કેવા જેહમત ને કેવા ખરચોથી માબાપ પોતાનાં પેટનાંઓને ઉછેરે છે ને ઉધારે છે તેજ એક ખુદાની ખુદાઇનો મુસ્તકીમ પુરાવો છે; અને તે બધી કાલજી, હેત જેહમત ને ખરચને, પોતાનો વારો આવતાં, જે ફરજંદો નાકદર ને બેવફા થાય તેઓનો આખો અવતાર ધુળ મળેલોજ સમજવો ઘટે છે.

એમ તો પછીથી જુલ્યનને એલસીને ત્યાં બીજા બી ફરજંદો થયાં, ને તે બધાંને એ માબાપનાં સ્વભાવીક અખંડ હેતથી ચાહતાં થયાં, પણ તે પહેલું પ્યારૂં ભુલકું કદી ભુલાયું નહી. તે ઘરમાંજ ફુલગુજાર થયું હતે તો તેની એક નહાનીસી કબર બી તો કરી શકાતે, કે જયાં જઇને તે માત-પીતા ફુલ

ચઢાવી પોતાનાં દુખી દીલને થોડીક રાહત આપતે, પણ આ તો તેમ બી ન હતું, ને તે ખાસ કરીને વધતું શોકજનક તે બંનેના બાબમાં થઇ પડયું હતું.

——:o:——

## પ્રકરણ ૧૦ મું.

—:o:—

હવે આપણે જે દહાડે રીચમંડ વીલાનો પેહલો વારસ-ગુમ થયો તેજ દીવસની સ્હાંજપર અત્રે જરા પાછાં ફરશું. તે સાંહજે છેક બતી થવા બાદ લંડનના એક અત્યંત ગીચ ને ગલીચ દેખાવના લતાપર–લતો એવો કે જયાં પોલીસ બી બીન હથીયારી કે એક એની સંખ્યામાં દરોરો પાડવાનો પ્રસંગ થતાં એકલી આવવાને ડરે ત્યાં એક દેખીતાં સખત સ્વભાવનો અને લટખત લુચ્ચા દેખાવનો આસામી ઝડપથી ચાલતો દાખલ થયો. તે છેકજ ઉતરતી પંકતીનો નીર્ધન ને બદમાશોથી વસાયલો એક નીચાણમાં આવેલો ગંધારાની બદઓથી ચોપાસ ઉભાતો મહોલ્લો હતો.

તે ઝપાટાબંધ ચાલીને એક ચોકકસ ઘરમાં દાખલ થયો, તેણે બારણું ઠોકયું નહીં કેમ જે બારણું બંધ નહીં હતું. ત્યાં બારણું હતુંજ નહીં અને ભાગાતુટા પગ તળે કરરર કરરર થતા દાદર ઉપરથી કુદકો મારતો ચઢી જઇને તે ઉપલા મજલાપર ગયો, ત્યાં એક અરધા અંધારા ઓરડામાં એક ઝુંફતી ઝાફતી ઉઘાડી બતી આગલ, ખુરસીને બદલે ગેસ-તેલના એક તુટેલા ડબા પર, કાંઇ સીવતી બેઠેલી એક જવાન ઓરત તેને દાખલ થતો જોતાં સાથે એકદમ ચમકી ઉઠી.

"ઓ બીલ, તું છે કે?" તે કશીબી ઉલટ કે ખુશાલી વનાનું પણ પુરતી અજાયબીનું બોલી; "તું આવ્યો કે! છુટો થયો ખરો કે?"

"ત્યારે તુંને શું દેખાયછ?" પેલાએ ધુખરાયલાં છાણાં જેવું મોંહ કરીને ઘોઘારી સ્હાદે ગુસ્સો કર્યો. "કંઇ જનમભર મને કેદમાં સબડવાનીજ ઉમીદ બાંધી બેઠીતી શું?"–અને આસપાસ જોઇને વધાર્યું, "પોરયાં કાંહાં છે?"

"મોટો વીલી તો ત્રણ વરસ થયાં મને મારફાડ કરી કજીઓ કરીને ઘેરમાંથી જતો રહયોછ, ત્રણને પોલીસ કંઇ ને કંઇ તકસીર થકી પકડી ગયલી તે વરક હાઉસમાં પડેલા છે, ને બીજા તો હેઠે રમતાં હોશે," તેણીએ તદન બેદરકાર જવાબ કરયો.

"વેલ જો, આએ ત્હારે વાસ્તે એક બીજું બેબી હું લેતો આવ્યોછ" પેલા રફયને કડવાસથી હસીને કહયું— અને એમ કહેતાં તેણે પોતાના મોટા ડગલા હેઠળથી હાથમાં પકડેલું એક બેબી કાઢીને તેણીને બતાવ્યું.

તે એક અજબ જેવી ખુબસુરતી ધરાવનાર ઘણુંજ ચેહરેનમુન બાળક હતું. તે એક નજદીક બે વરસનો છોકરો હતો. તે બચ્ચું ઉંઘમાં પડેલું હતું, અને તેની પેશાનીથી તેમજ તેના ઘણા ઉંચા ને મોંઘા પહેરવેષથી તે મોટે ઘરનુંજ જણાતું હતું.

એ ઓરત ચમકી ગઇ. કશાંને ખાતર નહી તો તે બચ્ચાંનાં આંગપરના દેખીતાં ઘણાં કીમતી કપડાંની લાલચે તેને ખુશાલીમાં ચમકાવી મેલી.

"ઓ! કાંહાંથી લાયો, બીલ? કોણનું છે? કપડાં કેટલાં કીમતી છે!" તેણીએ ખુશાલીથી કહયું; "ફકત કપડાંજ વેચશું તો બે ત્રણ પાઉંડ–"

પણ પેલાને ગુસ્સાથી ઘુરતો જોઇ તે ચુપ થઇ ગઇ. "એ કપડાં નથી વેચવાં કે નથી ગીરવી મેલવાં." તેણે ગગડાટ કરયો. "એ તો સાચવીને રાખવાનાં છે."

"સબબ? ત્યારે એને ઉઠાવી લાયો શું જખ મારવા?" પેલીએ હવે તેનો વારો આવતાં ધુજારો ચલાવ્યો. "કાંઇ પોર્યાંટોર્યાં વગરનો છે કે એ વેઠ લઇ આયો? મારાથી કંઇ એ પરાયાં દુકર્તાંની વેઠ બનવાની નથી–હું તને સાફ કહી રાખુંછ, બીલ મારી પાસ ખાધાની ખાખમી નથી."

"હુ પઇસા તુને પુરતા લાવી આપ્યા કરશ," તે ચોરે પોતાની પરણેતરના એ ધુજારા સામે દગી જઇ હવે પાછો તરત નરમ થતાં સમજાવીને કહયું. "ઘેલી ના થા. એ પોરયાંને હું વગર મતલબે લાયો નથી. થોડુંક સુધીનુ દુખ ઉઠાવશું તો એ દુકતાના કારણથી પછીથી આપણે માલામાલ ને નેહાલ થઇ જઇશું."

"માલામાલ ને નેહાલ નેહાલ?"

"હા. તે કરતાં હમણાં બી હું ખાલી હાથે એ પોરયું તુંને આપતો નથી," પેલાએ વધારયું. "જો આએ–ઘડયાળ છેડો જે એ બચ્ચાંની ગરદન આસપાસ છે તે નાખી દેતાં સો પાંઉંડનો માલ હોસે, ને એક ફટકે એટલું ધન તહારે હાથ આવવા વાસ્તે શું તું ખુશી નથી?"

તે ઓરતની આંખ એ આછતો ને હરામનો બીશયાર દલ્લો જોતાં અણુહદ ખુશીમાં પાછી ચમકી.

"ઓ મને માફ કર, બીલ," તેણીએ કહ્યું.

"એ પોરયાની ઘણી જતન કરજે," તેણીના ભરથારે કહ્યું. "એ મરવો જોઇશે નહીં. એ જીવે તેપર આપણાં મુફલસીનાં બધાં સંકટોની એક ઝટકે આખરી આવી જવાનો આધાર રહેશે. ધ્યાનમાં આવેછ?"

"હા તે કમીની ઓરતે કહ્યું—કે જયારે તેનું બધું ધક ધ્યાન તે સોનાનાં ઘણાજ કીમતી વર્કમેનશીપ (બનાવટ)ના ઘડયાલ છેડામાંજ વધારે કરીને રોકાઇ રહેલું નજરે આવતું હતું.

"એને ઘણાં વરસો સુધી આપુને પાલવો પડશે," તે આદમીએ પાછું કહ્યું. "એનાં આએ સુંદર કપડાં ઉતારી લે ને તેનું એક પેકેટ બાંધી સંભાલથી ઉંચું કર, ને એને કંઇ આગલ હોય તે ચીઠડાં હાલ તો પેહડાવી લે. પછી એ જરા મોટો થશે ને એને આપણાજ ધંધામાં નાખી દઇશું. એને મારે એક નામાંકીત ઘેરફાડુ ને લુટારો ઉધારવોછ, અને પછી આયંદા તે મુજી બેરોનેટપર મેં લીધેલા કસમો મુજબ મારૂં વેર વાળવા હું શું કરૂંછ તે તું બે ઘડી જોયાજ કરશે!"—અને એમ કહેતાં ઘણાજ કીનાના દાંત કચકચાવી તે જોતાં બીહીક લાગે એવું કપટનું મોટે સાદે હસ્યો.

મગર આ સઘલુ બરાબર ધ્યાનમાં ઉતરતું ન હોવાને લીધે તે પરણેતરે વધતા ખુલાસાથી સઘલું તેને પુછયું, અને ત્યારે બીલે બધી વાત કહેવાના રંગમાં આવી જવાથી તેણીને તે માંડી મેલીને કહી. કેવી રીતે સર જુલ્યન રીચમંડ છતો થઇને તેને પકડાવ્યો હતો ને તેણે તેનાપર વેર લેવાના કસમ તેને રૂબરૂ કહી સંભળાવ્યા હતા તે બધું તેણે કહયું તે ચાર વરસ જેલમાં હેતથી ઉછેરવાનું તેણે જારી રાખ્યું હતું, તેને મલેલી

ટેપ પુરી થતાં ઘર પાછો ફરવા આગમચ આ ફટકો મારી લીધો હતો તે તેણે તેણીને બયાંન કરી કહી સમજાવ્યું.

તેણે બચાંને ઉપાડી લીધું પછી તે તેને નદી તરફ લઇ ગયો, ને ત્યાં તેને તેણે ઉભું કીધું તે તો નદીમાં ડુબાડીને તેને મારી નાખવાની દયાનતથીજ બધું કરયું હતું; પણ પછીથી અચણુચ તેનો વીચાર ફર્યો. તેણે જોયું કે બચ્ચું ખરેખર મરી જાય કે તે માતપીતા તેને મુવેલું ધારે તેથી તેમને થનારાં દુખમાં કાંઇ ફેર પડવાનો નથી. ઉલટું લાસ નહી મલવાથી વરસોના વરસ તક તેમને તે વાતની વધતી અગન બલતી રેહશે એટલા માટે તેને જીવતો રાખી અતરેથી લઇ જઇને મોટો કરવો ને ઉધારવો, તેને પોતાના નજીસ ચોરીને ખુનના પેશામાંજ પ્રવીણ કરવો, ને પછી તે રસ્તે એક વધારે જયાંગર કીનો સર જુલ્યનપર લેવો એનાથી બેહેતર, તેને, તેથી, એ નવાઇ જેવો કીનો લેवાનો કીસબ ને રીત ઘણાં જાસતી પસંદ આવ્યાં, ને તેથી તે બચ્ચાંને પોતાના મોટા કલોકમાં છુપાવી તે એ તરફથી નહાઠો, કે જયારે તે બચ્ચાંને લઇ લંડનનાં પોતાના અવરદશા ઘરમાં સલામતી સાથે આયંદા તે નહાસી આવી શકયો.

——:o:——

## પ્રકરણ ૧૧ સું.

—:o:—

લુચ્ચો બીલ તે બાળકપર અજબ જેવી હદ સુધી વ્હીલો પડતો. તે માંદુ પડે ને મરી જાય તો જે માનીતી મુરાદ તેના બદ દયાનતી દીલમાં તેણે વસાવી અને સમાવી

હતી તે સર્વ ધુલ મલે, નેં તે નાઉમેદીની ખફગીથી જલી જાય, માટે એક કાચના વાસણ જેટલી સંભાળથી તે તેની જતનની જંજાલ ઉઠાવતો જે, અલબત, તેની પરણેતરને જરા થઇને ગમ્યું નહી. ખરેખર તો તે સંગદીલ ખુદ પોતાના પેટનાં બચ્ચાંને માટે પણ અત્યાર તક એને સામે હીસ્સેની કાળજી કદી બતાવી કે ધરાવી શકયો ન હતો, અને તેથી આએ પરાયાં પોર્યાં માટેની તેની આસ્થા ને ઉમંગ તેની મોહરદાર અદેખાઇથી જોતી અને જોઇને ઘણી ખફા થતી તે પોતાના પોર્યાંઓને તદન નજીવા વાંકો માટે દયાહીણ છાપટો કે મુકકાના ધુમમલીદા જમાડવાને જરાયે ખંજાતો નહી, કે જયારે આ બાળકને તે ગમે એવું આડું થાય ત્યારે પણ જરાબી મારતો કે મારવા દેતો નહી, અને જો તે "નેક પરણેતર" તેને જરાબી ઝપેટતાં પકડાતી તો તાબરતોબ તે ઘરમાં જીવતું દેવસ્થાન ઉલટતું, ને તે વરવહુ વચ્ચે ખુબ ઝીકાઝીકી ને પીખાપીખી ચાલતી !

અને તે બચ્ચું તેની આસપાસના એથવાડા ને મસ મોટી નેહેસ્ત કંગાલ્યત છતાં તંદરોસ્ત અને છેક અજબ જેવી હદ સુધી ખુબસુરત ઉધર્યું. તેને બીલપરજ ઘણું હેત આવતું હતુ, અને તેમ સ્વભાવીક થવુંજ જોઇએ કેમકે બીલ તેના પર કાળજીથી વ્હીલો પડતો, ને તેની દરેકે દરેક સંભાળ રાખતો તે એ બાળક છોકરો જોઇ અને સમજી શકતો. તે બીલની પરણેતરને જોતાં સાથે દબાતો અને ભરાતો ફરતો, કે જયારે બીલનાં પોતાનાં પગલાંનો સાદ તેને કાને આવતાં તે ઘણોજ ખુશી થતો ને ધીરજ પામતો દેખાતો.

તે એ મુજબ મોટો થતો ચાલ્યો, અને તે જલદીજ

સમજતાં શીખ્યો કે તેનો "બાપ" ઓગદીપ્રસાદ હતો, અને તે જે અવેજ ઘરમાં લાવતો હતો તે લોકોને વેતરી કાતરીને સરયામ ચોરીનોજ ઘરમાં લાવતો હતો; અને કહેવાને અજબ જેવું છે કે તે બચ્ચાંને એક નહી સમજ પડે એવી સ્વભાવીક પ્રેરણાથી તે પેહેલી હરોલમાં જરા થઇને ગમતું ન હતું. તે તેના બાપનો 'ધંધો' ઓલખતાં શીખ્યો હતો. સઘળાં છોકરાં સમજતાં થતાં પોતાના બાપના કમાઇ ખાવાના સાધણ તરત સમજતાં શીખે છે તેમજ નહાનો જેકબી શીખી ગયો, પણ તેના બાપે તેને તેજ ધંધામાં નહાનપણથી નાખ્યો ને ઉતારયો ત્યારે તેનો તે માટેનો એ પહેલી હરોલનો અણગમો કોઇનેબી અકકલથી હેરત કરે એવોજ હતો.

પણ ગધેડાની પડખે બાંધેલો ઘોડોબી ભુકતાંજ શીખે છે. આયંદા ઉમરના વધારા સાથે નાહના જેકનાં દીલમાંની રૂડી લાગણીઓ સઘળી નાસ પામતી ગઇ, અને જે અપ્રમાણીક હવાની ગલીચીમાં તે જીવતો ઉધરતો અને મોટો થતો હતો તે તેના તનબદનમાં જમા અને પચી જતાં તે પોતેબી એક ચોરજ ઉધરયો તે એટલે સુધી કે આઠેક વરસનો હતો ત્યારે મારકેટમાં જઇને એક દહાડે એક ગબ્બર ડોસાનાં ગજવામાંથી તેણે ખચખચ ભરેલી એક પાકીટ તફડાવી, ને તે ચોરી પકડાઇ આવતાં તે ડોસો ને લોકોનું એક મોટું ટોળું તેને ઝીલી લેવા તેની પુઠે પડયું ત્યારે ગલી ગુંચીઓમાં ભરાઇને આયંદા બધાંને આસાનીથી હાથતાલી આપી તે હસ્તો હસ્તો તે આઇતા દલ્લા સાથે ઘરે નહાસી આવ્યો ત્યારે તે નાધલા સેહતાનના એ કાબેલ્યતથી બદમાશ બીલ વટીક થોડોક છક થવા વના રહી શકયો નહી. તેને એ

ઘણુંજ ગમ્યું. તેને તો એજ જોઇતું હતુંની? સર જુલ્યનપર કીનો લેવાના તેના કસમના પ્રકારનું એ ફકત પેહલું પ્રકરણ હતું તેણે તેનો બરડો ઠોકીને "સાબાશ-સાબાશ" કરયું.

"એને તું જરા મોટો તો થવા દે," તે પોતાની પરણેતરને કીનાના કડવાસથી કેહતો હતો; "મારી મતલબ એનીજ પાસે એના બાપનું ઘેર ફડાવવાની છે, અને તેમ કરતાં એ પોરયો પકડાશે ને એ કમીનો બેરોનેટ એને જેલમાં મોકલાવશે ત્યારેજ તો પછી એની ઓલખ આપીને બધો ખરો ખુલાસો કરવાની મજાહ આવશે!"

એમ વખત વહેતો ચાલ્યો, અને એ છોકરાનાં પગલાંથી કહો કે ગમે તેમ પણ બીલ બોલટનની હાલત એ પછીથી અજબ જેવી ઝડપથી સુધરતી અને આબાદ થતી ચાલી અને તે એટલે સુધી કે તેઓ ઘર બદલીને એક વધારે ઇજ્જતદાર લતાપર જરા વધારે સુખ સગવડનાં રાચરચીલાંથી રહેવા વટીક ગયાં. એજ દરમ્યાનમાં, વળી, ફરજયાત કેળવણી માટેના સરકારી કમીશનની બોરડે બીલ બોલ ટનનાં ઘરપર દરોરો પાડયો, અને બીલનાં છોકરાંઓને સ્કુલમાં મોકલવાની ફરજ પાડવામાં આવી, કે જેમાં નહાનો જેક પણ આવી ગયો; અને માસ્તરો ત્યારે એ છોકરાની શીખવાની વલાણ, ઉલટ અને જાતી કાબેલ્યતથી છક થયા તે અજબ ઝટ અને ધ્યાનથી શીખવા પડયો અને મી૦ અને મીસીસ બીલ બોલ ટનની નારાજીને કેટલી હદ સુધીની મના છતાં તે છોકરો એવી ખંતને કાલજીથી લેશન કરવા બેસી જતો કે કુટુંબી ખાસ્યતને તોખમની તાસીરનો એ પ્રકાર જોઇ બીલ પોતે પણ મનથી અતી ઘણો તાજુબ થવા વના રહી શકયો નહી.

અને એ પછી લાંબે વખતે એક મોટો ધડાકો થયો. બીલ બોલટનની આબાદીનું પોલાણ પકડાઇ ગયું, ને કીમતી જર જવેરાતોની એક જંગી ચોરીમાં તેણે આગેવાન ભાગ લીધેલા હોવાનું પકડાતાં ને પુરવાર થતાં તે વળી પાછો એક લાંબી ટેપની હવાફેર માટે ધકેલાઇ ગયો.

એ વાત સ્કુલમાં જેકને કાને આવી, અને ત્યારે તેનો બાપ કેવો હીમ્મતવાન ને શરકસ ચોર હતો તે વાત તે ઘણી મગરૂરી સાથે પોતાના બાળક ગોઠયાઓને વીસ્તારીને કેહતો હતો જે તેના વડા શીક્ષક મી૦ રેમંડ બ્લેકના સાંભળવામાં આવી. તે, એમ છતાં તે વખતે તો અખાડા કરી ગીયો, ને બપોરની આશાએશની છુટી થતાં તેણે જેકને પોતાની કને એકાંતમાં બોલાવ્યો. તેને એ છોકરાપર તેની શીખવાની એટલી બધી ઉલટને આસ્થા જોઇને કાઇ અજબ કીસમે હેત આવ્યું હતું.

"એ તું આજે સહવારે છોકરાઓ આગળ તારા બાપ વીશે શું બડાઇ મારતો હતો, જેક ?" તેણે માયાથી પુછ્યું.

"મારા બાપે હજારો પાઉંડની કીંમતના ઝવેરાંતોની ચોરી કીધેલી તે છેક લાંબા વખત તક પોલીસ મુતલગ પકડી શકી નહી હતી, તે કેહતોતો," સાહેબ. તેણે મગરૂરીથી કહયું.

"ને તે શું તારે વાસ્તે મગરૂરીની વાત છે, જેક ?" તેણે લાગી આવે તેમ સમજાવીને કહયું, "કેવી નામોશીની વાત છતાં હાથ પગે ચોરીચખારીથી જીવવા માગે તે કેટલી મોટી શરમ ને કેવા મોટા ગુનાહનું કામ !"

જેકની આંખો ઝુમી પડી. ખાસ્યતને તોખમ જે તેના જનમથીજ તેનામાં ઉતરયા હતાં તેની એક ઝુકતી જોત

તેના અપ્રમાણીક અંતરના ઉંડાણમાં હજીએ ધીમી આંચે બળતી હોવી જોઇએ, ને તેણે આ ટુંક શીક્ષણથી તાબરતોબની નસીહત પકડી એકદમ ભડકો લેવાથી તે છોકરો સરમાઇ ગયો.

તે ભલા માસ્તરે આ સોનેરી તકનો સદઉપયોગ કર્યો ને તાબરતોબનો લાભ લીધો, તેણે ઘણીજ માયાથી તેને પોતાની પાસે બેસાડયો, અને લંબાંણથી પણ અસરકારક રવેસે એવી કીસમે તેના કંગાળ બાપના પક્ષીદ પૈસા બાબે તેણે તેની આંખ ઉંઘાડી આપી કે તે પછીના અરધા કલાકમાં, અજબ જેવું કે, એવા એક કમીના બાપને લગતા થવા માટે તે છોકરો પોતાનાં મનથી અજબ થવા ને કમકમવા લાગ્યો.

તે માસ્તરે ખરીજ દોરી ખેંતી હતી. તેણે તપેલાં લોખંડપરજ પ્રસંગોપાત ફટકા લગાવ્યા, ને તેથી ઘણી કીમતી મદદ થઇ. પહેલાં તો તેણે તેનાજ કને એકરાર કરાવ્યો કે તે મોટો થઇને પોતાના બાપનાજ ધંધામા પડવાનું ચાહતો હતો, ને પછાથી તે માટે તેણે તેને લઇ નાંખ્યો. તે શીખવાને કેટલો ઉલટમંદ હતો ને તે શીખીને કોઇ મોટો માણસ થવાને અને નામીચા ધંધામાં પડવાને કેટલો સમર્થ ને લાયક હતો તે બધું તે નેકબખ્ત શીક્ષકે તે ગરીબ છોકરાનાં હઇયામાં ઉતારયું, અને જ્યાં ખુદરતી ખાસ્યત તેને મદદ કરવા મોજુદ હતી ત્યાં તેનું તે કારણ તે પોતે ચાહે અથવા ધારી શકે તે થકી પણ ઘણું વધારે સહેલ અને આબાદ પુરવાર થયું.

———:o:———

# પ્રકરણ ૧૨ મું.

—:o:—

તેણે તેનો પોતાનો દાખલો આપીને તેને મનાવ્યો, તે પોતે એક ગરીબનો છોકરો હતો પણ શીખીભણીને આજે વડો માસ્તર થયો હતો, ને હજી વધવાનો ઉમંગ ધરાવતો હતો તે બધું તેણે તેને માયાળુ રીસમે સમજાવ્યું.

"તારા બુરા બાપનો ખ્યાલ કર, તેણે કહયું. "તે હવે એક અંધારી હવા ઉજાસની કોટડીમાં વરસો તક સબડશે, અને આ ખાતાં ઉબક આવે તેવા વખત પર તેને ગુજારો કરવો પડશે, અને કોઇબી દોસ્ત આસના વગરનાં, છુટાપણાં રહીત, એક કેદમાં હજારો સતાવણીઓને હાડમારીઓ વચ્ચે તે પોતાના દહાડા હાય અફસોસમાં પુરા કરશે -"—અને આ બધું બીક લાગી આવે તેવા તોરથી તેણે તે કુમલાં મગજપર અસર કરવાની મતલબથી એવી રવેસે ચીતાર્યું કે જેક બોલટન તેથીબી થથરી ગયા વના રહયોજ નહીં.

"હું તો જેલમાં જવા કરતાં મરી જવાનુંજ હજારો વાર વધારે "પસંદ કરૂં," "તેણે પાછું સમજાવ્યું. લોકો ફીટકાર નાંખે તેવી નામોશીની જીંદગીએ જીવવાનું સારૂં કે શીખીભણી એક મોટો માણસ થઇને લોકો તારીફ પુકારે તેવી રવેસે આબાદ થવા ને જીવવાનું સારૂ? તારો બાપ કેદમાંથી છુટશે તોબી પોલીસની મજબુત નીગાહ હેઠળ તેને હમેશ રહેવું ને જીવવું પડશે, ને લોકો એક ચોરને લુટારા તરીકે તેનો સદા તુચ્છકાર કરતાં રહેશે. હવે તે કરતાં તારો બાપ પાછો છુટકારો પામે તે આગમચ તું શીખીને મજાહનો કમાતો થા, ને તે પાછો આવે ત્યારે તેનેબી સમજાવીને બંને તો એ

બુરાઇથી હવે પછી માટે બચાવી લે,"—અને એ બધી રૂડી શીખાવણીની એટલી ગંભીર અસર એકદમ નહાના જેક બોલટનપર થવા પાંમી કે તે માસ્તરે તેને આપવા માગેલા વધારાનાં પરાવેટ ટયુશનની ઉદાર માંગણીબી તેણે તરતજ ઘણા ઠેંકસ સાથે માન્ય કરી, અને તે દિવસથી તેની ચાલ-ચલણમાં એક નોંધ લેવા જોગનો ઘણોજ આવકારદાયક ફેર પડતો ગયો.

અને પછી પેલો દેવે નામદેવ બીલ બોલટન કેદથી રીહાઇ પામ્યો ત્યાં સુધી તો તે એવું સારૂં શીખી ગયો હતો ને એટલા ઉપલા કલાસ ચઢયો હતો કે કેદમાંથી આવ્યા કેડે એ બધી ખરી વાતની ખરાબીની માહીતી થતાં તે લુચ્ચાના તો બધાં નેણ નીકળી પડયાં તેને એ કેમ ગમે? તેણે આ પોરયાને પાલવા ને ઉધારવાની આટલી જેહેમતો ઉઠાવી તે ફકત પોતાના શતરૂ સર જુલ્યનપર વેર લેવાની મીઠી મકસદ-થીજ હતું, અને આતો બધો પાસોજ ઉલટાઇ ગયો હતો.

વળી અધુરામાં પુરૂં જેક તેને તેની હીણપસતી ને બેજાલત માટે સદબોધ કરતો તેની કને આવ્યો તેથી તેનું જાસતી કોહી ગયું. "હું જીવથી મારી નાખશ, તુને પોર્યા." તેને ખીજવાટથી સરબસર જીવ જીકાટયો એમ એકદમ ડાહયો કાગડો થવાનું તુંને કોણ કમજાતે શીખવ્યું? જેલમાં દુઃખ છેજ શું જે તેની વાત? મજાહનું સાહેબ શોખ રહેવાનું ને જીવવાનું છે! ને જો હવે હું તુંને લેશન કરતો કે ચોપડીઓ સાથ માથાફોડ કરતો બેસતો જોવશ તો યાદ રાખજે કે જરાબી આનાકાની વગર આએ તારૂં માથુંજ ભીંતમાં ભચડી મુકીને ભેજું બહાર કહારી નાખશ."

જેક લાલ ગઇ ગયો. તેને આ રશીઅન પર હવે તુરત ધીકકાર આવ્યો, તેની ઉમર એ વખતે સોલ વરસની આસપાસની હતી, તે એક જોરેમંદ અને ઘણીજ મનોહરતા ધરાવનારો જવાન ઉધર્યો હતો. તેના અભીલાસો એ દરમ્યાન ઘણી ઉંચ પંકતીએ પુગ્યા હતા, અને તેનો લોભ એક પુખ્ત કેળવણી પામેલો મોટો માણસ થવાનાજ થઇ પડયા હતા. તે, તેથી બીલ ઓલટનપર ખરાં દીલથી ખફા થયો. આગળ તેને એ આદમીપર છેક બચગીમાં હેત આવતું હતું, ખરૂં પણ હવે તેને તેનાપર તેથી બેવડો તીરસ્કાર ઉપજ્યો. ને કેટલો નાલાયક ને કેવા નીચપણાંનાં છેક ઉંડા નીચાણમાં ગબડી ગયલો એક આસામી હતો તે હવે એ તે જોઇ શકયો.

"શીખવાથી કોણનું ભલું થાએછ?" તે લુચ્છાએ ગુસ્સાથી ગગડાટ કર્યો, "તું શીખશે તો પછી તારા બાપનાજ ધંધામાં કેમ ઉતરવાનો છે? માતબર ને માલદાર થવા જોગ ખરો ધંધો એજ છે. મારનો એક ફટકો ને વળી બે વરસની નીરાંત ને નવરાસ! મારે તુંને બીજા કોઇ ધંધામાં નાખવોજ નથી!"

તેની મતલબ તેને અભણને નાવાકેફ ઉધારવાની હતી. તે બી તો સર જુલ્યનપર વેર લઇ શકવાના તેના ઠરાવનો એક પ્રકાર અને ભાગ હતો? તે હર રસ્તે પોતાના કીનાથી એરોનેટનું જેમ બને એમ જીગર ચાકચાક કરી નાખવા ચાહતો હતો!

પણ જેકનાં સારા નસીબે તેની પોતાની ઘણી અજાયબી વચ્ચે મીસીસ બોલટન એ વખતે તેની હીમાયતમાં વચ્ચે પડીને વચ્ચે બોલી.

"એને શીખવા •દે, બીલ," તેણે માંગી લીધું. "એ આપરાં બીજાં છોકરાંથી એ બાબદમાં તદનજ જુદો પરેહ ત્યારે એને રોક ના. એ રાતરે મોડે સુધી બેસીને લેસન કરેહ ને પાછલી રાતરે સઉથી પેહલો ઉઠી તઇયાર થઇને પાછે લેસનપર બેસી જાયછ. એ મને ઘણો વહાલો લાગેછ. ઘણોજ સમજુ ને ડાહ્યોબી છે. નાહલી મીસી બીમાર થઇ ત્યારે અણે એટલી તેની સંભળ લીધી ને એવી મને મદદો કીધી કે—"

પણ બીલે એક જંગલી કુકરની અદાથી ગુસ્સામ ઘુરકીને તેને એકદમ ફરજ્યાત ચુપ કરી.

અને પછી ઘરમાં તે "બાપ દીકરા" વચ્ચે રોજની જુંબેસો જારી થઇ ને ચાલુ રહી. બીલ તેને નીચાણમ ગબડાવી નાખવા ચાહતો હતો. ને જેક પોતે ઉંચાણમાં ઉપર ચઢવા ઠરાવતો હતો. બીલ બોલટન જોરેમંદ ને ઝનુની હતો, પણ પેલામાં તેના માનવંત પુર્વજોના મદ્દતનું લોહી એવાં જોસથી વહેતું રહયું હતું કે એ બધા જુલમાટ છતાં તે એ કમીનાને કશીજ રીતે ચમક આપતો કે તાબે થતો હતો નહી કે જ્યારે આટલાં વરસો તક લંબાયલી જેહમતો પછી તેનું કરયું ધારયું ધુલ વળી જતું હતું તે માટે!! બીલ બોલટનની ખરાં દીલની ખફગીનો ખ્યાલ કેમ આપી શકાય?

એમ છતાં તે ચાહે એટલો ત્રાસ ને જુલમાટ તે એ છોકરાપર વરસાવી બી નહીજ શકતો હતો. તે બ્હીતો કે રખેને જેક તેનું ઘર છોડી જાય ને કેથે પોબારા કરે. તે સોલ વરસની પુખ્ત વયનો હતો, અને એ ઉમરે ઘણાક છોકરાઓ ચાલુ કજ્યા કંકાસથી બેજાર થયલા બાપીકુ ઘર છોડી ગયલા હોવાના દાખલાથી એ બદમાશ વાકેફ હતો. એટલા માટે તે

વળી એમ બીહીતો હતો કે જો કાંઇ એવું થવા પામે તો તે બી ખરાબીજ થઇ પડે. ને તેને પોતાની વરસોથી છાતીમાં હેતથી ઉછરેલી યોજનામાં આયંદા માહાત થવું પડે! એ બધી ગણત્રીઓને લઇધે, તેથી, તેને ઘણું નરમગરમ ને સમો સમાલીનેજ કામ લેવું પડતું હતું.

હવે તેણે વળી કોઇ કોસબ કરવા ધાર્યું. તે એવી કોઇ રીતે કામ લેવા માંગતો હતો કે તેના જોડે ચોરીમાં એ છોકરો અનાયસે શામીલ હોય, અને તેને પાછો તેના એ અપવીત્ર પૈસાનો લબ લાગુ પડે તેણે, એ ઉપરથી. એ પોતાની નાલાયક નઇયતમાં ફાવવા ઘણીએક જાળ બીછાવી, પણ જેક પોતે એટલો પોતાની સંભાળમાં રહેતો હતો કે તે તેના સપાટમાં આવ્યોજ નહી ખરી રીતે તો પોતાના નાલાયક "બાપ"ની સંગત તેને હવે એટલી હદ સુધી અકારી થઇ પડી હતી કે તે કેથેબી તેના જોડે જતો આવતો નહી, ને જાહેરમાં તેની સાથે લોકો તેને જતો જોઇને આંગલી બતાવે તે તેને એટલું લજવાવનારૂં લાગતું હતું કે બનતાં સુધી તો તે છોકરો તેના બાપથી હરહમેશ દુર ને દુરજ રહેતો!

——:o:——

## પ્રકરણ ૧૩ જું.

—:o:—

ઉંચાણમાંથી નીચે ગબડવું સેહેલ છે, પણ નીચેથી પાછું ઉપર ચઢવું ઘણું મુશકીલ કારજ છે; અને જેક બોલ-ટનને તેના બુરા "બાપ" બીલ બોલટનની પાપભરી અસર અને સહવાસ વચ્ચેથી રસ્તો કાપી ઉંચે આવવાનું પહેલી હરોલમાં

ખરેખર ઘણું મુશ્કેલ થઇ પડયું. એમ છતાં તેને તેના ભલા શીક્ષક મી૦ બ્લેકનો ઘણો આશરો ને સાહયો હતો. આપણુ આગળ વાંચ્યું તેમ જેકની અજબ જેવી ચતુરાઇનાં કારણથી તે શીક્ષકને એ છોકરાપર પ્રેમ આવ્યો હતો, અને એવા એક કુછંદી બાપના દેખીતા બુધ્ધીવાન દીકરાને ખોહારીથી બને તો બચાવી લેવા તેણે પવીત્ર ઉમંગ આદર્યો હતો. એથી થયું એમ કે તે એ છોકરાના ભલામાં તાજુગી ભરી હદ સુધીનો કાલજી ધરાવતો થયો, અને તે ઘરથી આવે એટલે તુરત ઘરને લગતી બધી હકીકત તેને બારીકીથી પુછી લઇ પોતાના નેકીભર્યા સદબોધથી ઘરની બુરી અસર વચ્ચેથી તે તેને બચાવતો ચાલ્યો.

તેને એ સવાલ તો જરા અઘરો લાગ્યો પણ અંતે એ નાલાયક ઘરથી એ નેકીમાં મજાહ લેતાં બચ્ચાંને છુટું કરાવવાનુંજ તે ભલા શીક્ષકને વધારે યોગ્ય માલમ પડયું. માબાપથી બચ્ચાંને વીખુટાં કરવાં એ બીજાં સંજોગોમાં ખરેખર ગુનાહનું કામ કહેવાય, પણ આ જેક બીલ વચેના કુતરાં—બીલાડીના એખલાસનો ખ્યાલ કરતાં તેને લાગ્યું કે એજ ઘણું બહેતર ધોરણ થશે, અને તેથી હવે તેજ મકસદની ન્હાના જેકને સલાહ આપવા તેણે મંડાણ કર્યું.

પહેલાં તો જેક પોતે એ સલાહથી ડરી ગયો, પણ તેમાં પોતાનું ભલું તે છોકરો તુરત વાંચી શકયો, ને વળી ફરીથીની એક મોટી ચોરી પકડાવે બીલ તેવામાં પાછો જેલખાનાની હવા ઘોરવા ત્રણ વરસની મુદત માટે ધકેલાઇ ગયલો હતો તે તકનો લાભ લઇ તે એ નાલાયક ને કુછંદી ઘરથી અલગ થયો. તેને મી૦ બ્લેકેજ ભલામણ કરી થોડાંક સારાં ટયુશનસ મેળવી અપાવ્યાં, જેથી તે પોતાના ગુજરાન

જોગું પેદા કરતો થયો, અને તેજ હરોલમાં વળી પોતે બે ઘડી ઉલટ અને ચોપથી તે પોતાનો અભ્યાસ આગળ વધારતો રહ્યો.

તેણે પછી પોતાનું નામ વટીક બદલી નાંખ્યું, અને તોબી અલબત, તે ભલા શીક્ષકની સલાહ અને બાંહેધરીનુંજ મુબારક પરીણામ થયું. તે હવે પોતાના એ અલગ અને નવા વસવાટમાં, "માસ્તર જોન હોપ" ને નવે નામે ઓળખાતો થયો.

એ વખતે તે ૧૮ વરસની ઉમરનો થયો હતો, અને ઘણોજ સોહામણો–પતલો ને ઉંચો–એક જવાન ઉઘર્યો હતો. ને ઘણોજ 'ડીસંટ' ફરતો ને તેનો પોશાક વટીક ગરીબ તોપણ ઘણોજ સુઘડ, દીલ બેસતો અને દીલ બોલતો નજરે આવતો હતો.

તેના મારતરને ઘણી હીંમત ને કુમકતો લુચ્છો બીલ રસ્તામાં નડતલ કરતો ન હતો તેનીજ હતી ૩ વરસ તુલીકમાં તો એ છોકરો ૨૧ વરસનો થાય એમ હતું. ને તેટલાં તો પુરતું શીખી, પાસ થઇને, પોતે પોતાની સંભાળ લઇ શકે એવો પકકો ને પાદ્દવરદો થવાની તે ઉમેદ આપતો હતો, જે સર્વ સારીજ ઉલટ પેદા કરનારી વાત હતી.

અને શું રીચમંડ વીલાના એ અસલ વારેસને એ વરસોના દરમ્યાનમાં તદન વીસારી મેલવામાં આવ્યો હતો? નહીજ એક માતાના પ્યારનો મીનારો એવી કાચી મટોડીના પાયાપર રચાતોજ નથી. તે બાળક બેટો ઘરને આંગણે મરણ પામ્યો હતે અને તેની લાબને કબરવાસ પામેલી તે માતાએ નજરે જોઇ કે જાણી હતે તો કદાપી તેને વરસો તક આએ રીતની અગન જલન બલતે નહીં, અને ખુદાની મરજીને તે હેતવંતી

માતા પાક શર્ણાગત સ્વાધીનતાથી તાબે થતે, પણ આ તો એક અવાજ ગોયા તેના કાનમાં હંમેશ રહયો હતો તે તેનું પહેલી પ્રીતનું છાતીનું દુધ પી ઉછરેલું ભુલકું—જેમ માનવામાં અને જાહેરમાં કરવામાં આવ્યું હતું તેમ નદીમાં ઘસડાઇ ગયું હતુંજ નહીં, ત્યારે કઇ રીતે તે એ વાતનો સ્વીકાર કરી સબર માને? તે દાયા ફકત તેની માયને દરવાજાપર મેલવા ગઇ તે ટુંક અરસામાં તે ઉંઘમાં પડેલું બચ્ચું જાગે, ઉઠે અને તેના ઘેરયા રમતા ટુંકા પગોથી ઠેઠ નદીતક ચાલી જઇ તેમાં ઘસડાઇ જાય એ વાત તેનું માવીતત્તર જીગર કદી માની કે તામોશ કરી શકયું નહીં. ખુદ પોલીસનું અનુમાન અને સર જુલ્યનનું પોતાનું માનવુંબી એજ હતું બલ્કે તે તરફની ખલકત બધી એજ અનુમાનને એકમત હતી, કે જયારે એલસી એકલીજ એક માવીતર ગણત્રીના માતૃભાવથી એ બાબદમાં જુદી પડતી, ને તેના બચ્ચાંના બાબમાં કાંઇબી ભયંકાર દગો થયલો માનતી રહી હતી.

તે ખરી બેકરારીનાં વરસો હતાં. ધણીનું સુખ, **પૈસા** ટકાના વઇભવ ને બચ્ચાં બાળાની પુરતી વસ્તીવાડીથી તેનું ઘર ગાજતું હોવા છતાં તે માદરે મહેરબાનને કશુંજ **સુખ** આવતું નહતું; અને જો તે બાળક બેટા કેદબી હઇયાત ને ઉઘરતો હોય તો તેની રક્ષા કરવાને રોજ તે ભલી **માવીતર** બંદગીની આજેજીના હાથ તે દાવરની દરધેહ એ વરસોનાં વરસો તક ઉઠાવતી રહી હતી; કે જયારે એ શું બનવા ને માનવાજોગ ન હતું કે એજ નેકીભરી નીખાલેશ બંદગીના જવાબમાં પાક ખુદાએ જેક બોલટનને મી૦ બ્લેક જેવા એક

સાચા સલાહકાર ને ભલા શીક્ષકની ઓથ આપી આયંદા સીધે ને ખરેજ રસ્તે ઉતાર્યો હતો ?

ઓ, જો તે કોઇ સુરતે જાણવા પામે કે જે બચ્ચાંની મદદની ચીસોના ભણકારાથી પોતાની ભર ઉંઘમાંથી બી તે રાત પછીની રાત તક ભડકી ઉઠતી રહી હતી તે બાળક બેટો હઇયાત હતો, અને બડી સામેની એક મજબુત લડતમાં ગીરફતાર ફસેલો ગરીબી ને તંગદસ્તીમાં હેરાન પરેશાન હતો તો એ પોતાનાં પહેલાં ફરજંદને બચાવી લાવવા તે પોતાની જીંદગીનાં બાકી વરસોનો ભોગ વટીક કેટલી ખુશીથી આપે ? એક માતાના સ્વચ્છ પ્યારનો મહીમા એ અને એવોજ થાય છે. એ પ્યારમાં પક્ષપાતી નથી કે નથી સ્વાર્થ ! એ પ્યાર સ્વર્ગ છે.

હાલમાં બી જયારે તેનાં મોટાં દહાડે વારેના થવા આવેલાં છોકરાં નીચે બાગમાં ઉતરીને ખુશીના એક કલાહોર સાથે ટેનીસ રમતાં હતાં ત્યારે તેમને મોહબતથી ને મોજથી જોતી વરંડામાં બેઠેલી તે માતાના ખ્યાલોમાં રીચમંડ વીલાના મહેલનો અસલ વારેસ મોજુદ હતો ! તે તેનોજ ખ્યાલ કરતી હાલ બી બેઠી હતી. અને એમ તો તે રોજ ખ્યાલ ને રોજ યાદ કરતી રહી હતી.

"હું જો તહારી જગ્યાએ હોઉં, જોન," મી૦ બ્લેક (માસ્તર) એક વખત તે જવાંનને કેહતો હતો, "તો હું તું હાલમાં રાખેછ એટલો બી સંબંધ એ તહારી માતા કે તારાં નાલાયક ભાઇ બહેન સાથે રાખું નહી. તુંજ કેહછ કેની કે વડા ડીકને બી ચોરીનેજ વાસ્તે પકડી ગયા, ને તેની નહાની

ઉમર જોઇ મેજીસ્ટ્રેટે હાલ તુરત તો તેને ફક્ત ચેતવણી આપી છોડી દીધોછ? વેલ, મારૂં તો માનવું છે કે એ બધાં પોરયાંની ફેજ તહારા બાપના ફેજ જેવીજ આયંદા થવાની છે."

"હું એ લોકને તદન ઓવારનીવાર નથી કરી શકતો, મી○ બ્લેક," દયાળુ દીલનો જોન એમ છતાં બચાવ કરતો. "તે ઘણું ગેરવાજબી ને ગુનાહભર્યું લેખાશે. ગમે તેવા પણ માબાપ છે. બુરા કે ભલામાં એ લોકોએજ મને મારી બચગીમાં પાલીપોસી મોટો કીધો, તો તેઓ તરફ તદનજ માથું ફેરવી નાફરમાન થવા ને તેમને મરતાં પડતાં એકલાં મેલી વીસારી આપવા ગારૂં જીગર ચાલતું નથી."

તે માસતરે એ છોકરાની એ ભલાઇ મનથી અતી ઘણી વખાણવા છતાં એ વીચારો નહીં ગમ્યા હોય તે કીસમે ખભાં ચઢાવ્યાં. તેને તો એ પલીદ કુટુંબનો પલ્લોજ આ છોકરા કને સાવ છોડાવી દેવો હતો.

મને તો લાગેછ કે એ તારા ખ્યાલો દયાળુ ને નેક છતાં ખચ્ચીત કરીને ઘણા ભુલભરેલા છે," તેણે કાંઇક તીખાસથી કહ્યું.

પણ જોને માન્યું નહીં. તે કહયાસર ને તાબેદાર છતાં આ વાતમાં પોતાના ગુરૂને એકમત થઇ શકયો નહીં ફરજ એ તેના મનથી તેના પેદા કરનારનું તેણે કરેલું એક કરજ હતું, અને તે ગમે એવા સંજોગોમાં અદા કરતો રહેવાને તે એક પાક ફરજની રાહે પોતાને બંધાયલો જાણતો હતો.

——:o:——

# પ્રકરણ ૧૪ મું.

—:૦:—

એ રીતે જો કે જેક બોલ્ટન જુદો રહ્યો ને તેણે પોતાનું નામ વટીક ફેરવી નાખ્યું તો બી પોતાની સ કમાઇ-માંથી એક સારી રકમ તે દર મહીને પોતાની માતાને મોક-લતો રહ્યો ને અવારનવાર તે તેની ખબર લેવા વળી તેને ઘર ફેરોબી મારતોજ રહ્યો. તેને તેનાં ઉદ્ધત ભાઇ બહેનો જોડે બેનતું ન હતું, તેઓ તેને "જેંટલમેન જેક"નું નામ આપી જયારે તે જતો ત્યારે ખીજવતાં ને પજવતાં, પણ તોબી તે તેઓને માયાથી મેળવી લેવાને બને એટલી નસીહત કરી નેકીની રાહ અખત્યાર કરવા જોગું સમજાવાને ઘણીક વ્યર્થ કોશેશો કરતો.

તેઓને શીખવા ભણવામાં કશી મજાહ મલતી નહીં. રસ્તાના કાદવ કીચલમાં ખેલવાનું અને બને ત્યાં હાથ મારી જે હાથ આવે તે તફડાવાનું—બલકે પોતાના બુરા બાપનેજ પગલે ચાલવાનું તે છોકરાંઓમાંથી તો એકબી અપવાદ વના બધાંને વધારે પ્રીય હતું, અને જેક જલદીજ જોઇ શકયો કે તેમને સુધારવા ને સવલી રાહ બતાવવાનું કેવળ પથ્થર ઉપર પાણી રેડવા જેવું બીન હાંસલ હતું.

એમ નજદીક ૩ વરસ આખર થવા આવ્યાં, અને સમર વેકેશન સારૂ જેક બોલ્ટનવાલી સ્કુલ બંધ થવાના દીવસ છોકરાઓ વચ્ચે "સ્પોર્ટસ"ની હરીફાઇનો એક દમામ-દાર મેળાવડો થયો. મોટે મોટે ઘેરનાંઓને નોતરવામાં આવ્યાં હતાં, અને રમતગમ્મતના એ જંગી મેળાવડાની સહાંજે સર્વ

કોઇ ઘણાં ખુશાલ ને ઉલટમંદ નજરે આવતાં હતાં.

જેક બોલટન (જેન હોપ) તો ભારી ધામધુમમાં હતો, કેમકે તે એ દરમ્યાન પાસ થયા કેડે શીક્ષકોની આગેવાન હરોળમાં નામદારી પામતો થયો હતો. તે આજે ·ઘણીજ સંભાળથી ને સુઘડતા વચ્ચે તઇયાર થયો હતો, અને સફાઇ-દાર હોલેલા ઝલકતા કાળા ભમ્મર બાલ સાથે તે ઘણો દીલ જીત દેખાતો હતો.

તે કામમાં ને કામમાં દોડદપટ કરતો દેખાતો હતો. પ્રોગ્રામ ગોઠવવામાં તેનો આગેવાન હીસ્સો હતો. ને તે બધું સરંજામ ઉતરે તે જોવાને તે ઘણો કાળજીવંત અને ખંતી હતો.

મોટેરાંઓ–મોટે ઘરનાંઓ–માટે કંપાઉન્ડની વચમાં એક ખાસ પ્લેટફોર્મ ઉભો કરવામાં આવ્યો હતો, તે આસપાસમાં તાહરે મારે ઘરનાં જેવાઓ મોટી સંખ્યામાં ગોઠવાઇ ગયાં હતાં.

એ વખતે એક ઘણીજ દીલકસ નાજનીન શુધ્ધ સુફેદ પોશાકમાં તે "સેકીન કલાસ" લોકોના મેળાવડામાંથી ટીંગાઇ ટીંગાઇને જોતી ઉભી હતી તે દેખીતી કોઇ મોટે ઘરની હતી પણ મોડી આવેલી હોવાથી પ્લેટફોર્મપર પુગવાનો તેણીનો રસ્તો તદન બંધ થઇ ગયલો જોઇ જે સહીની સાથે આવેલી તે ગાડીમાંથી ઉતરીને એ તરપ આવી ઉભી ત્યાંથીજ ટીંગઇ ટીંગઇને તે ચોગાણમાં જોતી હતી.

તેનો ભાઇ સ્પોર્ટમાં ભાગ લેનાર હતો તેથી તેણીની એ રમતગમતમાં ઉલટ ઘણી હતી, અને મોડું થવાને લીધે આ તરફ રોકાઇ રહેવું પડવાના બાએસથી તે મનથી ઘણી અકળાતી ને દલગીર થતી હતી. એવામાં સારાં નસીબે તે રમતમાં ભાગ લેનાર તેણીના ભાઇનુંજ તેનાપર ધ્યાન ખેંચાયું,

ને તે ચોગાણમાંથી કુદકા મારતો ને લોકોને હઠાવતો તે બે છોકરીઓ ઉભી હતી ત્યાં આવ્યો.

"ઓ હીલ્ડા, કેટલી મોડી આવી તું?" તે છોકરાએ પોતાની બેનને અરધા ઠપકાથી કહ્યું, જોની પ્લેટફોર્મ પર જવાનો રસ્તો તો બંધ બી થઇ ગયોછ! તું કયારે આવી? મેં તો છેક હમણાંજ તુંને જોઇ!

"હું તો કયારની અહીં આવેલી છેઉં, હરબટ," મીસ હીલ્ડા રોઝવાને જવાબ કર્યો; "તું કંઇ ઇનામ જીતસે કેની?" અને તે મીઠાસથી હસી.

"અલબતજ તું જોજે તો ખરી?" તે નહાના છોકરાએ મગરૂરીથી કહ્યું; "પણ તું અહીંથી શું જોઇ શકશે?"

"શું કરૂં આનટી ચાલી આયાં તે!" હીલ્ડાએ હોઠ ચહડાવી કહ્યું. "આનટી સાથે આવતે તો અમેબી પ્લેટફોર્મ પર જતે, પણ અમે બેઉ પાછળથી એકલાંજ આયાં તેથી હું ને ગરતી રસ્તો નહીં મળી શકવાથી અહીંજ થોભી ગીયાં."

"ચાલો, હું તમો બેઉને પ્લેટફોર્મ પર મેલી આઉં," નાના હરબટે કહ્યું—પણ નસીબજોગે 'સ્પોરટસ' શરૂ થવાનો તેજ વખતે ઘંટ થયો, ને પહેલાજ રાઉંડમાં તે છોકરો સામેલ હતો એટલે તે ગભરાઇ ગયો.

"ઓ ઘંટ થયો ને માહરે તો જવુંજ જોઇએ," તેણે અકળાઇને કહ્યું—અને તરત ધ્યાન ખેંચતાં કહ્યું, "જો, પેલા મારા માસતર મી૦ હોપ જાયછ. તેવણ તુંને હાથ આપશે. હું બોલાઉં?"

"જરૂર," હીલડાએ પ્લેટફોર્મપર પહોંચવાની ઉલટમાં અરધી કાકલુદીથી કહ્યું, અને ત્યારે દુરથી પાસ થતા તે

જવાન મી૦ જોન હોપને નહાના હરબર્ટે હાંક મારી તે તરફ તેડી લીધો.

"મી૦ હોપ, મને મારી બેહેનોને પ્લેટફોર્મ પર લઇ જવા જેટલો વખત છે?" તે જવાન આગળ આવતાંજ તેણે તેને સાદાઇથી પુછ્યું.

"ખચ્ચીતજ નહીં. હરબટ," તે જવાને ચીંતાથી કહયું; "ઘંટ થઇ ગીયો ને તું ત્યારે દોડી જા. ત્હારી બેન રજા આપશે તો હું એવણને પ્લેટફોર્મ પર લઇ જવશ."

"ઓ કેવી મેહરબાની!" હરબટે હેસાનથી કહયું, "હવે બસ બસ. હીલ્ડા? હું જાઉં?" અને હીલ્ડાની હા સાંભળ્યા વીના તેને મોડું થઇ ગયલું હોવાને લીધે, ત્યાંથી જીવ લઇ નહાઠો.

"હું તમોને હાથ આપું, મીસ?" જોન હોપ તે પછી આગળ વધી અદબથી પુછ્યું."

"ઓ થેંક યુ વેરી મચ," તેણીએ ઘણાજ મીઠાસથી હસીને જવાબ કર્યો અને તે રૂપેરી ઘંટના મીઠા નાદ જેવો દીલજીત શરોદ જવાન જોનનું જીગર છેક તેના અંતર તુલીક છેદી ભેદી નાંખી શકયો.

તે આ અજબ જેવી ખુબસુરતીથી તમામ છક થઇ ગયો હતો. તેણે આજ તક આવી મનોહરતા કદી કેથે જોઇ ન હતી. તે તેણીનો હાથ પોતાના હાથમાં લેવાને કેવળ મગરૂર થતો જણાયો.

ગરટી તેઓની સાથે ચાલી.

"હું ઉમેદ કરૂંછ કે તમારાં ઘણાં કામમાં હું તમને જરાબી રોકતી નથી, મી૦ હોપ," તે મધુરીએ માયાથી કહ્યું.

"એક જરાબી નહીં," જોન હોપે જાસતી જોસથી જવાબ કર્યો અને પછી દોરડું ઉંચકીને તેઓને ચોગાણમાં લઇ ગયો. જ્યાંથી રસ્તો કરી તેણે તે બંને છોકરીઓને આગેવાન લોકો-વાલા પ્લેટફોર્મપર પુગાડી.

તેણીને (હીલ્ડાને) તો તે જે જવાનની જોડેજોડ ચાલતી હતી તેની છાતીમાં તવલુદ થયલી તે હેરત પમાડનારી લાગણીઓનો એક દૂરનો સ્વપ્નોએ ન હતો. તે ફકત પુરતી સભ્ય હતી. તેની બરોબરનાં મોટે ઘરનાંઓ તેને 'તુમાખી હીલડા રોઝવર'ને નામે ઓળખતાં હતાં, કે જયારે ગરીબ વર્ગનાં કે જીંદગીની સ્થીતીમાં પોતા થકી ઉતરતાંઓ તરફ અજબ જેવી હદ સુધી નમ્ર અને મીઠી થઇ શકતી. હાલ તે, તેથી, હોપ સાથે તેટલાજ મીઠાસથી વર્તતી હતી તેણીના નોકર નફરો તેના કદમપર અને એકેક હુકમપર જાનોનીસાર મરી પીટે તેટલી બધી તે તેઓ જોડેબી સાહલેસ, મેહેરબાન અને માયાળુ થઇ જાણતી હતી.

પણ હોપનું તો એ માયા ને મીઠાસથી તલ્યુંજ નીકળી ગયું! તે સ્વપ્નો જોતો હોય એવી સુખદુખની એક અજબ જેવી મીશ્ર લાગણીમાં તે એ પરીસુરત છોકરીને જોતાં સાથે જખમાઇને ગરક ગયો તે હજી તો એક છોકરો હતો, તદન નહાની ઉમરનો એક ઉધરતો જવાન—અને તે છતાં તેને એ એકાએક શું થયું અને તેનાં કામ ને તેની ફરજોથી તેનું ધ્યાન કેમ ઉડી ગયું તે મુળે તેને પોતાનેજ સમજ પડી શકયું નહીં. તે ભાનભુલો, હઇયાસુનો બેબાખરો બની ગયો. આજતક ઘણીએક કહેવાતી સુંદરતાના સમાગમમાં તેને આવવું થયું હતું, ને એકવાર જોઇને તે તરફ પાછું આંખ

ઉઠાવી જોવાની તે કદી કશીજ પરવાહ ધરાવતો આજ તક જણાયો ન હતો; અને આજે તેને એકાએક એ શું થયું હતું? એકાએક એ શી જાતીમ દીવાન્યતની બીમારી તેના પર એ મુજબ ગાલેબ આવી ગઇ હતી?

——:o:——

## પ્રકરણ ૧૫ મું.

——:o:——

જોન હોપ (જેક બોલટન) તે બંને છોકરીઓને, લોકોને હડાવતો, તે ઢપઢપ્યાં લોકોવાળા મોટા માંચડા ઉપર લઇ ગયો, અને ત્યાં બેશીને તેઓ બધું જોઇ શકે એવી આગેવાન લાઇનમાં તેણે તેઓને ખુરસીઓ મુકાવી આપી. હીલ્ડાએ, એમ જતાં, તેને પોતાનો હાથ આપ્યો હતો, અને એવી એક હજારો લોકોની આંખ ખેચી રહે એવી દીલકસ સુંદરતાને પોતાના હાથનો ટેકો આપી મેળાવડા વચ્ચેથી લઇ જવા માટે તે છોકરો મનથી ખરેખર મગરૂર થયો, તે આ સુભાગ્ય સંજોગને દુઆ કરતો હતો કે જેથી હીલ્ડા રોઝવાર જેવી એક તનોમન મધુરીને તે ઓળખાણ પીછાણના પરસ્પર આએ કીસમના એખલાસ સાથે ઓળખવા જોવા ને મલવા પામ્યો.

"અહીંથી તમો બેઉ બાનુઓ ઘણું સારૂં જોઇ શકશો," તે ખુરસીઓ ગોઠવાવી આપતાં જવાન હોપ બોલ્યો.

"ઓ કેવી મોટી મેહેરબાની! તમે ઘણાં ભલા છેઓ. મી૦ હોપ" ઉલટમંદ હીલ્ડાએ વગી એક મીઠાં હસવા સમેત

તેનો ઉપકાર માનતાં કહયું, અને પછી તે નાજનીનોએ પોત પોતાની બેઠક લીધી, એટલે બીનજરૂરી ત્યાં રોકાઇ રહેવાનું ઘણું અમર્યાદાશીલ અને અસભ્ય લાગે તે ફીકરથી હોપ થોડુંક નમીને ત્યાંથી અલગો થયો, અલગો થવા માટે જાણે તેણે પોતે પોતાના જીવપર છુરી ફેરવી !

તેનું ચીત ચોરાઇ ગયું, આવી દીલજીત મનોહરતા તેણે આજ તક એકબી જોઇ ન હતી અને તેથી આ જોતાં સાથે તે એટલો ધ્યાનથી બેધ્યાન બની ગયો કે આજનાં પ્રોગ્રામ માટે તેની ફરજની રાહે કામ લેવાનું જો આ મેલાપ નહી થયો હતે તો તે જે સ્વભાવીક ઉલટ અને કાળજીથી કરી શકતે તે આ નવીન સંજોગો વચ્ચે તે કશુંજ આટોપી શકયો નહી.

"મી૦ હોપ કેટલો ખેંચાણકારક ને ખુબસુરત જવાન છે. હં હીલ્ડા?" તેણીની સાથે આવેલી સહી ગરટીએ હોપ તેમની કનેથી ચાલતો થવા પછી હીલ્ડાના કાને લાગી કહ્યું.

હીલ્ડાએ નાક ચડાવ્યું.

"મેં કંઇ તે જોયું નહી," હીલ્ડાએ લગાર ટણકાથી જવાબ કર્યો અને પછી ગુપચુપ તે તમાસો તેણીએ જોયા કીધો.

જોન હોપનું બધું ધ્યાન તો, એમ છતાં, એજ તરફ હતું, અને પ્રોગ્રામ અરધુ એક આખર થતાં તેણે પોતાની ઉભો રહેવાની જગ્યાપરથી જોયું કે હીલ્ડા તેણીની બેઠકમાં કાંઇક દેખીતી અકરવકર કરતી હતી. એ શું?

ગરમી તે દહાડે ઘણી હતી, તે મેળાવડો ખુલ્લાં ચોગાનમાં છતાં લોકોની ગીરદીનાં બાએસથી ઘણાકોનો જીવ ગભરાતો હતો; અને તે સર્વ વચ્ચે હીલ્ડાપર વીશેષ અસર થયલી જણાતી હતી. તે આ મેળાવડામાં હાજર થવાની ઉલટમાં તે

આગમચ બે ચાર ઠેકાણે 'જરૂરી જવાનું' હોવાથી પોતાના તન પર ઘણી જેહમત બેડી આવી હતી. ને તેથી થાકી ગયલી હતી, એટલે થાક ઉલટ અને ગરમી એ ત્રણેની અસર હેઠળ તેણીએ પોતાની બેઠક તે પ્લાટફોર્મ પર લેવા કેડે તે જલદીજ અણુગમી અને બીમાર થતી ચાલી અને તે એટલે સુધી કે જરા વારમાં તો બેહોશ થઇ તે પોતાની બેઠકમાંથી નીચે ઢળી પડી !

જોન હોપે તે તમાસો જોયો, તે તેણીની તરફ એકજ કુદકામાં પાછો ધસી જવાનું તે દીલેર જવાન માટે ફકત એકજ પળનું કામ હતું. લોકો અજાયબીના હોકારા સાથે ચમકી ઉઠયાં હતાં, ને હીલ્ડાના પડોશમાં બેઠેલી અબળાઓ તુરત તે યાહોમ નાજનીનને મદદ થવા વાંકી વલી; પણ તેટલાં તો પોતાની ગોદમાં એક બચ્ચાં મીશાલે જોન હોપે તેને એકઠી કરી ઉંચકી લીધી, અને પછી બાજુમાના એક ઓરડામાં લઇ જઇ એક સોફાપર સુવાડી.

તે એક મનહર બોજ હતી, ને ફુલ જેવી હલકી તે ફુલની કળી જેવી ખીલતી સુંદરતાના એ લગોલગના સુખરૂપ સ્પર્શથી તે હઇયાસુનો છોકરો વીશેષ ભાનભુલો થયો. ખરેખર તો જાણે પોતાના હાથને ગોદમાંથી તે પ્રિયકર પંખેરાને નીચે સોફાપર ઉતારવાનું વટીક એકાદ પળ તેને ગમ્યું નહી !

તે જલદીજ પાછી હોંસમાં આવી, ફકત મગજ ઉપરનાં દબાણની તે એક થોડીક બેહોશી હતી, એટલે પંખાને પાણીના જરા જેટલા છંટકાવથી તે વહેલીજ પાછી હોસમાં આવી. અને ત્યારે ગભરાટ સમી ગયો.

અને પછી જયારે ગરદીથી તેણીએ જાણ્યું કે તેણીને મદદ થવા પહેલો દોડી આવનાર ને તેણીને પોતાની પનાહ આપતી ગોદમાં અત્રે ઉંચકી લાવનાર નાના હરબર્ટનો શીક્ષક મી૦ જોન હોપજ હતો ત્યારે હેસાનમાં તેણીએ પોતાની સુંદર કાલી આંખો તેની ભણી ઉઠાવી ખરી, પણ તે આંખો અરસપરસ મળતાં એક નહીં સમજ પડે એવી ઓશકના આવભાવથી તે પાછી તુરત નમી પડી, ને તે ગોરા તનદરોસ્ત ગુલાબી ગાલોપર એક દીલપઝીર રતાસ ધસી આવ્યો કે જેના તેજ અને બાહરમાં તે બાળા એટલી જયાદા દીલ જખમાવનારી હદ સુધી સુંદર દેખાતી હતી કે તે જોઇને જવાન જોન હોપ બની શકે તો અનેક મરતબા વધનોજ બેકરાર થયેં.

તેણી એ પછી પોતાની આન્ટી સાથે મેલાવડામાંથી ઘર જતી રહી, અને હોપના સુખના તે ટુંક સ્વપ્ના ઉપર અંધકારનો પરદો ઉતર્યો, એટલે પરીણામમાં તે પોતે તે મેળાવડામાં કે તેને લગતી રમત ગમતમાં કશીજ મજાહ લઇ શકયો નહીં. તેને માટે સઘળું સુનુકાર થઇ પડયું તે અત્યાર તુલક એક પડતા પતંગ્યા જેવો ચાલાક ઉલટમંદ ને ખુશાલ જે હતો તે જોતામાં જાણે જીમાઇ ગયો. તેને પોતાની એ બેમાલુમ લાગણી કાંઇ જેવી જોઇએ એવી સમજ પડી નહીં, પણ તે એટલું તો જોઇ શકયો કે તે લાગણી જેવી બેમાલુમ હતી તેવી બેઅસર નહીજ હતી. તે તેની અસરમાં અસીર થયા.

ત્રીજે દીવસે તે પોતાના સ્કુલરૂમની બારીએથી બાહેર હવામાં ખ્યાલી આંખોએ ટીકતો ઉભો હતો. તે બાહેર જોતો હતો ખરો, પણ તેનાં ભ્રમીત ભેજાંથી ખરેખર તે કશું જોતો હતો નહીં—અને તેટલાં તે ચોંકયો કોઇએ પછવાડેથી આવીને

ઘણી નરમાસથી તેનાં ખભાંપર હાથ મેલ્યો, ને તેણે ચમકીને પાછું ફરી જોયું તો તે સ્કુલનો વડો મી૰ બ્લેક હતો.

તેણે એ છોકરા માટે મોટો ભાવ લઇ લીધો હતો. એ છોકરાનો જે ઉદય હાલમાં હતો. તે કરાવનાર એજ નેકબખ્ત આસામી હતો. અને પોતે એ એક મોટું પરમાર્થી ભલુ કરેલું હોવાનો ખ્યાલ તેને હંમેશ ઇછીથી હરખાવતો રહયો હતો.

"શું વીચારમાં ઉતરી ગીયોછ જોની?" તેણે આવતાં સાથે માયાથી પુછયું; "બાઇ-ધ-બાઇ હોલીડેઝમાં કાંહ જવા ધાર્યુંછ? આએ લાંબા વેકેશનમાં તું શું કરશે?"

તે છોકરો ફીકકું હસ્યો.

"હું કાંહ જાઉં ને શું કરૂં!" તેણે કહયું; "મારૂં કંઇ ઘરબાર છે? હું તો વળી હર વર્ષ મુજબ અહીંજ રહેવશ ને સ્ટડી કર્યા કરશ."

"મને તુંને ચેન્જપર મોકલવા ગમેછ," તે ભલા માસ્તરે કહયું; "મને એ દાવસોથી તાહરી તબીયતમાં ;કાંઇ જાણવા જોગ ફરક પડી ગયલો લાગેછ. તુંને શું છે, છોકરા?" શું તું કંઇ બીમાર થયોછ?"

જોન હોપ ચેહેરામાં એક અપરાધીની અદાથી લાલ થઇ ગયો.

"ન-નહીં, મને કંઇ નથી," તે અછકાયો.

"કંઇ હોય તો મને કહે," મી૰ બ્લેકે હેતથી મનાવ્યો; "હું જો કંઇ મદદ કરી શકતો હોઉં તો—"

"તમે સાહેબ મદદ કરી શકો એવું કંઇજ નથી, મી૰

બ્લેક"જોને જવાબ કર્યો કે જયારે એમ છતાં તેનો અવાજ અંતરની ઉદાસીનોજ એક પડઘા પુંકારતો હતો.

"વેલ, ત્યારે મારો વીચાર તુંને થોડેક ચેનજ આપવાનો છે," મી૦ બ્લેકે કહ્યું. "આજના ટાઇમ્સમાં રીચમંડ ખાતેના રીચમંડ વીલાના બેરોનેટ માલીક સર જુલ્યનની એક જાહેર ખબર છપાયલી છે. તેઓ એક ઘણો કવોલીફાઇડ માસ્તર વેકેશન દરમ્યાન પોતાના એક બે છોકરા માટે મોટા પગારે માંગે છે, ને ત્યાં તું અરજી લખી મોકલ; મારી સીફારસ લખજે, ને મારી ખાત્રી છે કે તુંને તેથી તે જોબ તરત મળી જશે સારી કમાઇ ને ઘણો અચ્છો ચેનજ એથી મળશે. મને પુછાવશે તો હું મજબુત ભલામણ લખશ. તુંને જવા ગમશે કેની ?"

"ઘણું ગમશે," હોપે જવાબ કરયો; પણ મી૦ બ્લેકને લાગ્યું કે તેમાં જોઇએ એટલી ઉલટની ગેરહાજરી હતી. "હું સદા તમો મેહેરબાનના આભાર હેઠળ દબાયલો છું."

"જરૂર જા–મારી ઘણી ભલામણ છે," તે ઉપરીએ પાછું કહેતાં આગ્રહ કર્યો. "એ તેના તરફની સ્વચ્છ હવાના ચેનજથી તને સંગીન લાભ થશે,–હું તો તુને મારી સાથ મારે વતન લઇ જવા ધારતો હતો, પણ આવું ચાનસ મળેછ ત્યારે તહારે વાસ્તે તેજ મને જયાદા ગમેછ."

"હુ ફરીથી તમો મેહેરબાનનો ઉપકાર માનુછ," હોપે બારણાં ભણી જતાં કહ્યું; "હું હમણાજ જઇને સર જુલ્યનપર મારી અરજી પોસ્ટ કરૂંછ, ને આપસાહેબની સીફારસ

જણાવશ.–" અને તે બારણું ઉંઘાડી બાહેર જવા કરતો હતો તેટલાં કાંઇ યાદ આવી જવાથી તેને મી૦ બ્લેકે હાંક મારીને અંદર પાછો બોલાવ્યો.

——:o:——

## પ્રકરણ ૧૬ મું.

—:o: –

"અરે હું તુંને કેહતાં ભુલી ગીયો હતો, જોન." તે છોકરો પાછો આવતાંજ તે વડા શીક્ષકે હસતે ચેહરે કહયું; આજે સહવારે તું મારકેટમાં ગયલો હતો તે દરમ્યાન સર રૂપર્ટ રોઝવાર પોતે તને મલવા આવ્યા હતા તેં છેલ્લા મેળાવડામાં મીસ હીલ્ડાની કંઇ પ્લેટ ફોર્મપર જગ્યા કરી આપી હોશે, ને વળી પછીથી તે જવાન બાનુ બેહોશ થતાં તેને ઉંચકીને અંદર લઇ જવાની વેળાસરની મદદ કરી તે બધી તાહરી ભલમનસાઇ વાસ્તે તાહરો ઉપકાર માનવા એ બેરોનેટ અતરે પોતે ખાસ આવ્યા હતા."

"ખરેખર ?" અને હોપ પાછો ઉલટમંદ અને લાલ થયો.

"મને કેહતા હતા કે હીલ્ડાની સાથે કોઇ ગરટી કરીને હીલ્ડાની સહી હતી તે બેઉ છોકરીઓએ ઘેર જઇને તારી ભલમનસાઇને ગ્રહસ્થાપણાંની ઘણી તારીફ કરી, અને તેથી આએ રસ્તેથી જતાં અત્રે ગાડીમાંથી ઉતરી પડી તારો ઘણો ઘણો ઉપકાર માનવાની તક હાથ કરવાનું તે ઉમરાવને ગમી આવ્યું, ને તેવણ આવી ગયા.

"એકલાજ હતા ?"

"એકલાજ ! ત્યારે વગી નહીં તો સાથે કોણ હોય ?" તે માસ્તરે અજાયબીમાં પુછ્યું, અને હોપને લાગ્યું કે સાથે હીલ્ડાબી હતી કે નહીં તે પુછવા ને જાણવાની તેની ઉલટ વચ્ચે પકડાઇ આવવા જેવું લગભગ આ તો તેણે કાચું કાપ્યું ! એ ઉપરથી તે સમો સાવધ થયો, ને માસ્તરના એ છેલ્લા રીમાર્કના જવાબમાં મોટે સહાદે ઢોંગથી હસ્યો.

"મકુ જે મારો ઉપકાર માનવા બેરોનેટ સર રૂપર્ટ એકલાજ આવેલા કે સાથે બધા મોહલ્લેદારોનું ડેપ્યુટેશનબી હતું ?" તે લુચ્ચાએ સફાઇથી ફેરવી તોલ્યું અને પછી તે માસતરબી એ રમુજથી હસ્યો એટલે તે હસતો હસતો તે ઓરડામાંથી બાહેર જતો રહયો.

તે પછીથી એ નહ નો બનાવ તે પોતાના મનથી અલગ કરી શકયો નહી. તે છોકરી તેના લાભમાં એટની ભલી થઇ કે તેના ઉમરાવ બાપને ચાલી ચલાવીને આ રીતે તેનો ઉપ-કાર માનવા આવવાને ઉલટમંદ કરી શકે તેજ બતાવતું હતું કે તેણીએ તેની સીફારસમાં તે બાપને ઘણુંએક કહેલું હોવું જોઇએ, અને તે પોતે તેને માટે ત્યારે ઉંચોજ અભીપ્રાય ધરાવતી હોવી જોઇએ.

પણ એટલુંજ; એથી વધારેને માટે તે કેમ અને શી ઉમેદ રાખી શકે ? ઉમેદ રાખવાની હીંમતજ તે કેમ કરી શકે ? તે એવા એક પરમ સુખના સ્વપનામાં જીવીજ કેમ શકે ? તે મનોહર ચહેરા અને મીઠા શરીરની એક સ્વર્ગ સમાન દુન્યામાં હાલ તે જીવતો હતો ખરો. પણ તેના જેવા એક માટે શું તે એક મોટામાં મોટી સરકશી નહી લેખાય ?

તે દીવાનીયત હતી. તે દીવાનાજ હતો એમ માનવાને

કે બેરોનેટ સર રૂપરટ રોઝવાર જેવા એક મોટા માનવંત અને તાલેવંત ઉમરાવની બેટી તેના જેવા એક જેલ ખાનાનાં પંખેરાંના પોરયાની પરણેતર કદીબી થઇ શકે ! ! તે પોતે ચોર નહી હતો પણ ચોરોનીજ હવામાં તો તે ઉધરેલો હતો ? ઉપરા સાપરી જેલમાં જઇ આવેલા એક ચોરનોજ તો તે બેટો થતો હતો ? અને તાજુબ કે તેમ છતાં તે પોતાની એ વીલક્ષણ અસરથી કોઇ રીતે આઝાદી મેળવી શકતો નહી હતો !

તે વળી એમબી પોતાનું જુદું જુદું મન મનાવતો કે એ છોકરી વીષે તે ખરેખર તો કશુંજ જાણતો નહી હતો. તે અભણ હોય કે અકકલની ઓછી હોય એ શું બનવા જોગ ન હતું ? તે એક બેરોનેટની છોકરી હતી ને રૂપમાં પરી સુરત હતી તે શું તે નેકચલણ હોવાનીબી કોઇ પેરવારી હતી ? ચહેરાં એ ચાલ ચલણનો કોઇ આયનો નથી. ઘણાંક ચેહેરાનાં પરીસુરત છતાં ભીતરનાં મેલાં થઇ શકે છે.—પણ નહીં; તેનું હરૂદય ચીસ પારીને તેણીને બતાવતું અને પોકારતું હતું, અને તે પોતાના અંતરની એ આસ્થામાં ઘણું માનવાવાળો થયો. તે તો સ્વચ્છતાનો એક બીલોરી આયનોજ હતો. તે નુરમંદ ઝલેહમાં ચલકતો ચહેરો એક નુરે નેકીજ હતી; અને જો માંગણી કરવા તે સ્વતંત્ર હતે અર્થાત તે પોતે તેજ સ્થીતી અને પંકતીનો હતે તો આવી એક માહબુબોની માંગણી કરવા અને તેને જીતવાને તે કશોજ વીલંબ થવા દેતે નહી.

હાલ તેમ કયાં હતું ? હાલ તો તે ગરીબ અને મુફ્લીસ વર્ગનો હતો એટલુંજ નહીં પણ ઉપર કહેવામાં આવ્યું તેમ વળી એક ચોરના દીકરા તરીકે તેણે તો તેનો ખ્યાલ

વટીક કરવો સીફ઼ દેવાનીયત હતી ? તેને તો કોઇ ખરો પુણ્ય શાળી અને ભાગ્યશાળી આસામીજ ભરથાર થશે, અને તે પોતે તો—તેને લાગ્યું કે—આ બેહુંદા પ્યારની નાઉમેદી બલકે દીવાન્યતમાંજ જીવીને આખર થશે. તેની દશા એક દીવાપર અફાલ જીકમાં પડેલાં એક પરવાના જેવી હતી, કે જે પતં-ગ્યું રોશનીપર મોહીત થઇ તેનીજ આગમાં પાંખ જલાવીને આખર ખાખ થવા પામે છે !

તેણે છુટકારો ચાહયો તેણે સર જુલ્યન રીચમંડને ત્યાં વેકેશન દરમ્યાનની તે નોકરીની ઉમેદવારી લખી વાળી હતી, અને તે ઉમીદ કરતો હતો કે તેને એ નોકરી મલી જાય અને એમ દુરદરાજ નીકલી જવું થાય, કે કાંઇ નહીં તો તેને લગતી જંજાળોમાં રોકાણ થવાથી તે આ દીવાનયત થોડી ઘણી પણ ભુલી જાય અને આ બેમાલુમ ગાલેબ આવેલી જાલીમ બીમારીથી બચી જાય.

અને સુભાગ્યે દરદીને જોઇતું હતું તેવુંજ વઇદે ફ઼ર-માવ્યું ! સર જુલ્યનનો જવાબ ઘણોજ સંતોષકારક આવ્યો તેને ઘણો મનમાનતો પગાર લખી વાળ્યો, અને તે જવાનને તાબરતોબ ઉપડી આવવાની ફ઼રમાસ લખી. "મી૦ બલેક જેવા નામાકીત આસામીની ભલામણનો તમોને ટેકો છે," સર જુલ્યન તે જવાન જોગાં કાગળમાં લખતો હતો, "અને તેજ મારે માટે ઘણું પુરતું છે." અને કેહવાની જરૂર છે કે જવાન જોન હોપ આ ટુંક વખતની પણ મોટા પગારની તે બેરોનેટની નોકરી મેળવવા માટે ખરે ગને ઘણો રાજી થયો.

——:०:——

# પ્રકરણ ૧૭ મું.

—:૦:—

"સર જુલ્યન તેની આએ લખાવત પરથી તો ખરેખર કોઇ ઘણો મહજાનો માણસ લાગેછ," હોપ મનથી પટપટયો.

તેની અરજીનો જે જવાબ સર જુલ્યન તરફથી ફરી વળ્યો હતો તે એ ઉમરાવે એટલો તો સભ્ય અને માયાળુ પણે લખ્યો હતો કે તે કાગળ વાંચતાં સાથેજ જાણે તે કાગળની ઢપ અને તેનો લખનાર બંને એ ગરીબ છોકરાને ગમી ગયાં, અને તેથી એક પરાંયાં શેહેર ઘેરમાં એક કરોડપતી ઉમરાવને ત્યાં એમ નોકરીએ જવાની જો અત્યાર તક તેને થોડી ઘણી શંકા થઇ હોય તો તે સઘળી એ કાગળને લીધે એક ઝપાટે હવે દુર થઇ ગઇ.

તે તઇયાર થયો. તેનેબી એજ જોઇતું હતું કેની? સર રૂપર્ટ રોભવારની ચેહરે નમુન બેટી હીલ્ડા એ પોર્યાનું ચીત્ત ચોરી અને દીલ કોરી ગઇ હતી. એટલે પ્યારના અંધાપાની એ કાંતીલ બીમારીથી બને એમ બચવા અને તે બેકરારી ભુલવા તે કેથેબી જતો રેહવા કે નહાસી જવા ખરાં મને ખુશી અને આતુર હતો. એટલા વાસ્તે આ જે તેને સોનામોહોર જેવી એક આઇતી અને વળી લાભકારક તક મળી ગઇ હતી તે પોતાનાં સુભાગ્ય માટે તે ખુદાની જનાબમાં ઘણો સુગર ગુજાર થયો, પગાર સર જુલ્યને લખી વાળ્યો હતો તેબી મોટો અને ઉદાર હતો. તે ઉમરાવે દીસ્તી રીતે મી૦ બ્લેકનું માન ઘણું રાખ્યું હતું, અને વળી મુસાફરીનો ખરચ વટીક

મળતો હોવાથી આ નોકરીના સંબંધમાં તેને નારાજ થવાનું કે ફરયાદ કરવાનું કશુંજ ન હતું.

તે તઇયાર થયો તેને તઇયાર થવાનું શું મુશકીલ થવું હતું ? એક નહાની ચામડાંની બેગમાં તેણે જે પોતાના થોડાંક સોજા સુટ હતાં તે ભરી લીધા, ને રોકડ જે ગુઝવી તેના કને હતું તે પરસમાં ઠેસવી લીધું તેની પાસ કાંઇ પુરાંતમાં ઘણું બચેલું ન હતું. તેનો ટુંક પગાર તે ઘણો ખરો પોતાના પોશાક પાછળ ખરચી નાખતો. તે એશકો નહી પણ થાયોથોયો ને શુઘડ ફરવામાં ઘણું માનવાવાલો હતો. તેના શીક્ષકના અધીકાર માટે તેને લાગ્યું કે એ ઘણું જરૂરનું હતું. બધાને સુઘડ આવવાની ફરજ પાડતો, અને વળી એજ ટુંક પગારમાંથી એક મોટો હીસ્સો તો તેને તેની નાલાયક "માતા"ને તેણીના પોતાના અને પેલાં બીજાં તેનાં જેવાંજ નાલાયક પોર્યાટોર્યાંના નીભાવ માટે આપવો પડતો, એટલે ખરેખર તો હાલ તેના કને તેના ગજવાં ખરચ માટે બાકી બચેલું ઘણુંજ કમ અને કંગાલ હતું.

તે મી૦ બ્લેકને મળી ભેટી તેનો ઘણો ઘણો ઉપકાર માનીને, રવાના થયો, અને ત્રેનમાં સ્વાર થઇને જયારે તે બ્રેસીલના સ્ટેશનપર આવ્યો ત્યારે તરતનીજ રાત થવા આવેલી હતી.

તે ઉતર્યો. સર જુલ્યને જો ગાડી નહી મોકલી હોય તો તેને બધો માઉંટ ચાલીને ચઢવાનો હતો, કેમ જે રીચમંડ વીલાનો મેહેલ છેક ટેકડીનાં ઉંચાણુમાં એક ઘણી મનહર જગ્યામાં આવેલો હતો એ સઘળી વીગતથી અહીં આવવા નીકળવા પહેલાં તે પુરતી રીતે માહીતગાર થઇ આવ્યો હતો.

તે ટ્રેનમાંથી ઉતરીને તે પ્લાટફોર્મ પર જરા ચાલ્યો, અને તેટલાં અચબુચ પછવાડેથી કોઇએ પોકારયું, "ઓ પપાડીઅર, કેમ એટલા જલદી પાછા?"

જોન હોપે ચમકીને પાછું ફરી જોયું. તે એક કોઇ લગભગ તેનીજ ઉમરનો જવાન હતો.

"તમે કાંઇ મને કહ્યું. સાહેબ?" હોપે નમનતાઇથી તેના ભણી ફરીને પુછ્યું.

"ઓહ, આઇ બેગ યોર પારડન," તે પછવાડેથી પોકારનારે હોપનો ચેહરો જોતાં શરમાઇને લાલ થતાં કહ્યું; "માફ કરો મેં તમને પીઠેથી જોયા ત્યારે મેં તમને મારા પીતાજી જાણવાની ભુલ કરી,"—અને તે છોકરો હસ્યો "તમારી ઉંચાઇ અને કદમાં પીઠેથી તમે તદન મારા પીતાજીને મળતા આયા!"

ખરેખર તો જે મનમાં હતું તે બધું તે છોકરાએ બોલી દાધું નહી. ખરેખર તો જ્યારે હોપે ચમકીને તેના ભણી પાછું ફરી જોયું ત્યારે તેને જરા એમબી લાગ્યું કે પીઠેથી ઉંચાઇને કદમાં તો શું પણ ખુદબખુદ ચેહેરામાં વટીક આ 'કોઇ જવાન' તેના બાપને ઘણોજ મળતો આવતો હતો!!

"મેં તમને ડીસટરબ કરયા તે માફ કરજો," તે સાહલેસ જવાને પાછી દરગુજર ચાહી લેતાં કહ્યું. "અંધારૂ થવા આવેલું છે ને હજી સ્ટેશનપર આજે બતી થઇ નથી તેથી મેં એ રમુજી ભુલ કરી."

"તેની કંઇજ ચીંતા નથી," હોપે નમ્રતાથી જવાબ કર્યો. "મારૂં નામ તો મી૦ જોન હોપ છે, અને હું રીચમંડ વીલાના મેહેલમાં—"

"ઓ આઇ સી, ત્યારે તમે પેલા નવા માસ્તર આવનાર હતા તે છેઓ ?" પેલા છોકરાએ દેખીતી ખુશાલીથી કહ્યું. કેમજે તેને આ કોઇ જવાન જોતાં સાથેજ ગમી ગયો હતો. "હું સર જુલ્યનનો વડો દીકરો મી૦ જેમ્મ રીચમંડ છેઉં, ત્યારે આપણે સાથેજ બંગલે હાંકી જઇશું, હું તમોનેબી લેવા આવેલો છેઉં, પણ જરા થોબશો ? ફકત એકજ મીનીટ."–અને તે ઉતાવળે દોડયો.

અલબત હોપ તો સેકંડ કલાસમાં મુસાફરી કરી આવ્યો હતો, એટલે આ વાતચીત બે છોકરાઓ વચ્ચેની તેજ તરફ થઇ હતી, અને તેથી હવે જેમ્સ રીચમંડ ઘણોજ ઉતાવળે ફસ્ટ કલાસ ભણી દોડયો, ત્યાં કેટલીએક બાનુઓ તે લેડીઝ ફર્સ્ટ કલાસમાંથી ઉતરતી ઉતી તેઓ માંહેલી બંનેને તે છોકરો દોડી જઇને દેખીતાં હેતથી હસ્તે ચેહરે, ટોપી ઉતારી, મળ્યો ને તેણે તેઓને શેકહેન્ડ કરી, અને પછી વાતચીત કરતું તે દમામથી ચાલતું તે સાજનમાહજન જયાં હોપ ઉભો હતો ત્યાં આવ્યું–અને ત્યારે હોપનું જીગર ઉછાળો મારી તેના ગળામાં આવી ખુટયું, કેમકે તેનીજ ત્રેનમાં ફર્સ્ટ કલાસ કંપાર્ટમેંમાંથી ખાસ કરીને જે બે અબળાઓ ઉતરી હતી ને જેને પેલો રીચમંડ વીલાનો વારસ રીસીવ કરવા દોડી ગયો હતો તેમાં એક તો પેલી મીસ હીલ્ડા રોઝવારજ હતી !!

ગજબ થયો કે ના ? 'આવ બલા પકડ ગલા એ બલાસે ભાગના ભલા !' જેવોજ આ તો બધો હસાબ થયો ! તે જે બલાથી બચવા આટલી દુરથી મુસાફરી કરી અહીં તુલક નહાસી આવ્યો હતો તે બલા તો. તેના પોતાના ઓલા માફક, નીર્દોષ બેખબરી વચ્ચે તેની પુઠેપુઠ અહીં સુધીબી તેની પછવાડે

ઘસડાઇ આવી હતી—એટલુંજ નહી પણ વળી જે મહેલમાં તે પોતે હાલમાં રહેવા ને મુકામ કરવા જતો હતો ત્યાંજ તે પણ દીસ્તી રીતે મહેમાન આવી હતી!!

એ 'છઠ્ઠીના લેખ હતા. તકદીરના લેખ કોણ મીટાવી કે મીથ્યા કરી શકે છે? તાલેનું બેતાલાપણું બાજે વખત કેટલું વીચીત્ર થઇ શકે તેનો આ એક રમુજી છતાં જીવતો જાગતો ને ખરેખરો દ્રષ્ટાંત હતો. તે ગરીબ છોકરો આ નામુરાદ પ્યારના નાસબરપણાંથી અલગ થવા ચાહતો હતો, કે જયારે તે હાલમાં તેજ જાલીમ જંજીરમાં વધતો જકડાયો ને જાસ્તી પહરેજ પડયો!

તેને એ નહી ગમ્યું એમ બી કહી શકાશે નહી. તેને એ નહી ગમ્યું તો પણ ગમ્યું! પોતાના રસ્તામાંની બધી મુશકેલીઓ છતાં એ મનોહર ચેહરાનાં સ્વર્ગમાં જીવવાનું એ છોકરાને ખુશકારક લાગ્યું, ને જે સુનકારપણું તેના જોડે ત્રેનમાં મુસાફરી કરી અત્યાર તુલક અહીં સુધી આવ્યું હતું તે આ આતેફાકથી એક તડાકે પાછું નાબુદ થતાં તેનો આત્મા, તેની મરજી ઉપરાંત, પાછો ખુશનુદ અને ઉલટમંદ થયો!

તે એ છોકરીને જોતાં એકજ વાર જરા ચમકયો, ને ઉપલા સઘલા વીચારો એક ક્ષણમાં વીજળીને વેગે તેનાં મન-માંથી પસાર થઇ ગયા ખરા, પણ બીજીજ પળે તો સમો સમાલી તે પુરતો સાવધ થયો.

પણ તેઓએ તેને કોઇએ જોયો નહી કે ગણકાર્યો નહી—તે બંને બાનુઓને કદાચ ઓજબના સબબે હીલ્ડાએ તેને ઓલખ્યો પણ નહી.

"પપા તો આજે પાસેના ગામમાં ગયલા છે, તે જરા લેટ થશે." હોપે જવાન જેમ્સ રીચમંડને માફી માગી લેવાનાં સ્વરૂપથી તે બાનુઓને કેહતાં સાંભળ્યો. "આજના બેન્ચપર તેવનની ટર્ન છે, જેથી તમોને બધાંને લેવા આવવા મનેજ વરદી કરેલી."—અને હયાં મી૦ હોપ તરફ ફરીને "ચાલશો, સાહેબ?"–અને તેઓ બધાં પ્લાટફોર્મની બાહેર નીસર્યાં.

હોપ, હાથમાં કોથળા સાથે, ઘણી ગરીબીથી એક નોકર માણસની અદાએ તે બધાંની પાછળ પાછળ ચાલતો હતો. પેલા છોકરાનું 'ચાલશો સાહેબ?' પુરતી સભ્યતાથી બોલાયલું હતું, પણ તોબી એક નોકરને કહેવાગાં આવે તેજ ઢપનું તે અલબત મુરબ્બાગીરી ભરેલું હતું.

બહાર બે ગાડી હાજર હતી. તેમાં એક તો જોડીની ઘણીજ ઇશકી બરોહામ હતી કે જયારે બીજી એક તેજી ઘોડાની ઉઘાડી ડોગકારટ હતી.



## પ્રકરણ ૧૮ મું.

—:o:—

"લેડી કારલાઇલ, તમે ને હીલડા બરોહામમાં બેસોજી, હું પુઠે ડોગકારટ હાંકી આવુ છ," તે છોકરાએ તે બે બાનુઓ માંહેલી વડીને અરજ કરી કહયું.

"ઘણું મજાનું, જેમ્સ," લેડી કારલાઇલે જવાબ કર્યો; "લે બાપા, હવે ત્યારે અમોને ગાડીમાં ગોઠવી દે. મારાં કોફીનાં

કપ વગર મારો જીવ તણાઇ જાયછ !" અને જેમસે ઝપાટામાં બરોહામનું બારણું ઉંઘાડયું પણ હીલ્ડા તો હોઠ ચહડાવીને ઉભી !

"મારે કંઇ બરોહામમાં આવવું નથી, આનટી," તેણીએ થોબી જતાં કહયું. "તમે તમારે બેસી જાઓ. છતી ઉંઘાડી ડાગકાર્ટ છે ત્યારે કેદમાં પરયાં હોઇએ તેવી બંધબસ ગાડીમાં કોણ બેસે? કેવી મહજાની ઠંડી લેહેરકીની ખુશનુમા સાંજ છે. ને એક તો ચહરાનપર આપુને આટલું લાંબે જવાનું !"

પણ હીલ્ડાએ ડોગકાર્ટમાં બેસવા માંગ્યું તે ખુદ જેમ્સને પણ કાંઇ નહી ગમ્યું હોય કે મુશકેલ લાગ્યું હોય તેમ દેખાયું, કેમ જે તેણે પોતાનો સુંદર મુખડો હીલ્ડાના કાન આગળ નમાવ્યો, અને કહયું "ડોગકાર્ટમાં તો મને આએ છોકરાંઓને વરે પપાએ નવો વેકેશન માસ્તર બોલાવ્યોછ તેને હાંકી જવાનો છે !"

હીલ્ડાએ ટણકાથી ડોકું ફફડાવ્યું.

"તેમાં શું થયું ? તે પછવાડે બેસસે," તેણીએ કહયું; "તે આપુને શું અડચણ કરવાનો છે ?"

"લે ચાલો છોકરાંઓ, જે તે એક રસ્તો કરો," લેડી કારલાઇલે હયાં તકાજો કર્યો; "મેં કહયુંની જે તરસે મારો જીવ તણાયછ?"–અને હીલ્ડા ભણી ફરીને–"શું કહે છેરે, છોકરી? આવેછ કે બરોહામમાં કે હું એકલીજ જાઉં ?"

"તમો તમારે જાઓ, આનટી,' હીલ્ડાએ ઠરાવથી કહયું; "હું તો પછવાડે જેમ્સ સાથ ડોગકાર્ટમાંજ આઉંછ." અને ત્યારે તેજ મુજબની ગોઠવણ બન્નાંને મંજુર કરવી પડી.

લેડી કારલાઇલ, એ ઉપરથી, તે બરોહામમાં પોકલી ચોકી થઇને એકલીજ ગઇ.

એકાદ પળ તો જેમ્સને એમબી મન થયું કે માસ્તરને બી તેમાંજ સામેની સીટપર બેસાડી દેવો; પણ કદાપિ લેડી કારલાઇલ તેથી બુરૂં માને અથવા તેના પપાને પણ તેમ કરેલું નહી ગમે તે ફીકરથી તે ચુપજ રહયો. તે લેડી કારલાઇલની બરોહામ ઉપડી જવા પછી તેણે હીલ્ડાને તે ઉંચી ડોગકાર્ટમાં ચઢવા હાથ આપ્યો એટલે એક હરણીની અદાથી કુદીને તેણી પોતાની બેઠકમાં ચઢી ગઇ.

"મી૰ હોપ," તે પછી જેમ્સે તે અત્યાર સુધી પાછળ પાછળ (બેક ગ્રાઉંડમાં) રહેલા જવાન ભણી ફરી કહયું "તમો મેહેરબાની કરીને પછવાડે બેસસો?"

અને હવેજ-જેમ્સે હોપનું નામ પુકાર્યું ત્યારેજ હીલ્ડાનું તેના ભણી ધ્યાન ખેંચાયું.

"ઓ એવણ મી૰ જોન હોપ છે કે?" તેણીએ ઘણીજ નમ્રતાના મીઠાસથી ડોગકાર્ટમાં વાંકી વળી તરત શેકહેન્ડમાં તે જવાનને હાથ આપતાં કહયું, અને જેમ્સ ભણી ફરીને વધાર્યું, "હું ઓળખું છ એવણને; મારા હરબર્ટ નામી માસ્તર થાય, તે દહાડે હું એની સ્કુલના મેળાવડામાં ગઇ ત્યાં બેવકુફ જેવીને મને બેહોશ થઇ જવાનું મન થઇ આવ્યું," અને તે રૂપેરી ચંગના મીઠા સુસ્વરે મોટે સ્હાદે હસી-"અને તે વખતે એવણે મને પોતાના હાથમાં ઉંચકી લઇ અંદર લઇ જઇને સુવાડી. મને તો ખબર બી નહી. પણ પાછળથી ગરટીએ બધું મને કહયું. ઘણાજ ભલા છે. તે દહાડે મને એવણે ખરેખર ઘણી મદદ કીધેલી, માફ કરજો, મી૰ હોપ, મેં

તમોને આટલો વાર ઓળખ્યા નહીં. મને તમારો કેથે બી તમોને મળીને ઉપકાર માનવા ગમ્યાજ કરતું'તું. મેં પપાને બી ઉપકાર માની આવવા કહયું હતું."

"તેવણ સાહેબ અમારી સ્કુલપર આવી ગયા હતા, બાનુ; કમનસીબે હું મળ્યો નહીં," હોપે સાદાઇથી કહયું, "મેં તમો સાહેબોનાં એટલાં બધાં હેસાન જોગું કંઇજ કીધું નથી. મેં તો ફકત મારી એક નજીવી ફરજ અદા કીધી."

ઓ, તેણીનું આ સાદા એકરારના સ્વીકારમાં મીઠાસથી હસવું! આશા ભંગ હોપને તે મીઠાં હાસ્ય થકી વધારે આરપાર જખમી થવું પડયું એ કહયા વના ચાલશે શું તેનો તે સુખનો તકલીદ અને ઠગારો સ્વપ્નો વળી તેને સંતાપતો અને તાપ આપતો પાછો અત્રે ચાલુ થનાર હતો?

તે ફીકકો, લાગણીઓ વસ ન રહેવાથી અરધો ધ્રુજતો તે ડોગકાર્ટની પાછલી સીટમાં ચઢી બેઠો કે જયારે જેમ્સે પણ એ પછી હીલ્ડાની બાજુમાં પોતાની બેઠક લીધા કેડે રેન હાથમાં લઇ પેલી આગળ નીકળી ગયલી બરોહામ ની પુઠે તે ડોગકાર્ટના તેજી ઘોડાને મારી મુકયો. તેણે (જેમ્સે) પાછળ બેઠેલા 'માસ્ટર'ની લાગણીનો ખ્યાલ રાખી ડોગકાર્ટના સઇસને બરોહામપરજ મોકલી દીધો હતો, એટલે આગલી સીટમાં જયારે તે બે ત્યારે પાછલીમાં હોપ એકલોજ હતો.

અને તે આગલી બેઠકમાં ગોઠવાયલાંઓના ધ્યાનમાંથી તે પાછલા બેઠકવાળો તો એક 'મીઅર નોબડી' તરીકે ડોગકાર્ટ ઉપડતાં સાથ તમામ વીસરાઇજ ગયો. તેઓ બંને જવાન્યાઓ વચ્ચે આ આગમચનો પુષ્કળ એખલાસ હોવાનું એક તડાકે જોઇ શકાતું હતું. તેઓ એકમેકને 'હીલ્ડા'ને

'જેમ્સ' નામેજ બોલાવતા હતાં, અને ઘણાં હેતવંતા ઘરાપરાંની તેમના વચ્ચે વાતચીત ચાલુ ચાલતી રહી હતી.

તેઓ લગભગ કાનપર પડીને આખે રસ્તે વાત કરતાં રહયાં, અને જો કે કાંઇબી અને તે સાંભળવા હોપના કાન સ્વભાવીક રીતે ઘણા તીક્ષણુ બન્યા હતા તોબી—તે આટલો લગોલગ બેઠેલો છતાં—ભાગ્યેજ તે કાંઇ ઉડતાં એલાર પેલારના બે ચાર પાંચ બોલો સાંભળીને જમા કરી શકયો.

તેને તે પોતપોતાની વચ્ચેની વાતચીતમાં એ પછી તે એમાંથી કોઇએ જરાએ ગણકાર્યો નહી. તેને કોણ વાતચીતમાં શામીલ કરે ને કાંએ? તે કયાં તેમની પંકતીનો હતો?

અંતે જયારે 'રીચમંડ વીલાના' વીશાળ પાર્કમાં તે ગાડીએ વળાણુ લીધી ત્યારેજ હીલ્ડાને તેનો પાછો ખ્યાલ થયો, ને ત્યારે પોતાની બેઠકમાં તેના ભણી તે નરમાસથી ફરી.

"હજી કંઇ ઘણું અંધારૂ થયું નથી, મી૦ હોપ," સભ્યતાને ખાતર કાંઇબી વાત કરાવવી ઘટે એમ તે નાજનીનને લાગવાથી તેણીએ તેના ભણી ફરીને કહયું, "અને તેથી આએ તરફની ઘણી દીલપઝીર સીનરી તમો જોઇ શકયા હોશો! આએ આખો માઉંટ જે આપણે ચઢી આવ્યાં તે ડરાઇવ ઘણોજ દીલકસ છે—નહીં? આએ પાર્કજ કેટલો બધો શોહામણો લાગેછ!"

"બચ્ચીતજ," હોપે ખરાં દીલનાં જોશથી પણ ટુંકમાં જવાબ કર્યો; ટુંકમાં, કેમ જે કાંઇક નહી સમજ પડે તે તાજુબીના બાએસથી તેનો દમ હાલ જોશમાં ચાલતો હતો! ઓ એ પાર્ક યા પરવરદેગાર, એ પાર્ક તેણે આગળ કયાં ને કયારે જોયલો? તે પોતાની આખી જીંદગીમાં કદી પણ આ

તરફ તો આવ્યો ન હતો. ને તે છતાં એ પાર્કમાં તેઓ દાખલ થયાંને થયાં એ શી જોરાવર લાગણી તેનાપર ગાલેબ આવી હતી, કે જે જાણે તેને એમ માનવાને લલચાવતી બલ્કે ફરજ પાડતી હતી કે આ વીશાળ પાર્કની દીલચસ્પ સીનરી આગળ તેણે ખરેખર કેથે જોઇ હોય? સ્વપ્નામાં તો નહી જોઇ હોય? કયારે જોઇ? કયાં જોઇ?

અને એ પાર્કની પેલી મેર વળી ખલખલ વેહતી નદીનો ગાયનરૂપી નાદને શરોદ? અરે, એ શું હતું કે એ નદીનો અવાજ વટીક તે આગળ સાંભળી ગયો હોય તેમ તેના કાનમાં પાછો એકદમ જોસથી વાગતો થયો?

તે નદી તરફ હાલમાં તો એક ઉંચી દેવાળ ભરી લેવામાં આવી હતી. કે જે સુંદર આઇવી ને ક્રીપરના લીલોતરી ભર્યા રોપાઓથી ભરાઇ ગઈ હતી; અને તેમ છતાં નદીનો બાજુમાંનો દેખાવ ને તે ખલખલ વેહતા પાણીનો શુરીલો અવાજ જવાન જોન હોપને અજાયબીમાં એટલો લીન કરી શકયાં છે કે તેવીજ ભલી હીલ્ડાના માયાળુ સંબોધનો તેણે મનની એ એક અજબ જેવી ને નહીં સમજ પડી શકે એવી ગીરફતારી વચ્ચે, એટલો ટુંકો ને ટચ જવાબ આપ્યો!

—:o:—

## પ્રકરણ ૧૯ મું.

—:o:—

તે છક થયો. તેણે પોતાની આટલી આખી ઉમરમાં આવી મનોહર "સીનરી" આગળ કેથે જોઇ ન હતી, અને તોપણુ તે તેને તમામ નવી-અજબ જેવું કે-લાગતી ન હતી!

જેમ્સ તે મોટાં ચઢાંણવાળા "ડ્રાઇવ"માં તે તેજી ઘોડાને ઘણી આસાનીથી હાંકી લાવ્યો હતો, જે પછી "રીચમંડ વીલા"ના વીશાળ પાર્કમાં થઇને તે મેહેલના કંપાઉન્ડમાં તે ગાડીએ વલાણ લીધી, અને આગલાં મોટાં બારણાંમાં તે ગાડી આવીને ઉભી રહી એટલે હોપ ઉતરી પડયો.

જેમ્સે એ દરમ્યાન પોતે પણ ઉતરીને તરત હીલ્ડાને હાથ આપ્યો, અને તે પણ એક કુદકે નીચે આવી, કે જયારે સરજત તેમને અચણુચ એકજ છાપરાં હેઠળ એકઠાં રાખવાનો એ મુજબ એક અજાયબ સંજોગ સજાવતી હતી તે માટે તે ગરીબ છોકરો મનથી અતી ઘણો હેરત અને અજબ થયા વના રહી શકયો નહી.

હીલ્ડા તો ગાડીમાંથી ઉતરતાં સાથે, એ તરફ તેને અજાણ્યું કશુંજ હોય નહી તેમ, કુદકા મારતી અને "એલસી મમા"નું નામ મોટે સહાદે પુકારતી અંદર દોડી, કે જયારે જેમ્સ સઇસને પોતાનાં ઘોડાના સંબંધમાં કાંઇ ચોકકસ હુકમો આપવા જરા વાર બાહેર થોભ્યો એટલે હોપ પણ હાથમાં કોથળા સાથે તેટલો વખત વરંડામાંજ ઉભો રહયો.

પણ બીજીજ પળે તો જેમ્સ ફારેગ થયો, ને ત્યારે "કમ ઇન, માસ્તર" સાથે તે જવાંનને રસ્તો બતાવતો તે અંદર લઇ ગયો.

એમ કરતાં તેને બારણામાંજ તે મોટાં અયવાનની કારભારણ (હાઉસ કીપર) મળી અને ત્યારે તેના જોડે ઓલખાણ કરાવી તેણે હોપને તેનેજ સ્વાધીન કર્યો.

"એ લેડી તમને તમારો ઓરડો બતાવશે ને દરેક રીતે કમફરટેબલ કરશે," જેમ્સે માયાળુપણે કહયું, "હું પછી

જરાવારે પાછી તમારી ખબર લેવશ ને તમને મલશ" અને તે અંદર ચાલી ગયો.

તે હાઉસકીપર સારા ભય દેખાવની દમામદાર એક અરધી ઘરડી બાનુ હતી. તે માયના પેટ જેવી દેખીતી ભલી ને મેહેરબાન હતી.' તેણે હસતે ચેહરે એ નવા માસતરનો હવાલો લીધો, અને તેને માટે ખાસ તઇયાર કરવામાં આવેલો ઓરડો ઉઘાડી આપ્યો.

તે એક વીશાળ અને આરાસતા ઓરડો હતો, ને તે નવા આવનારની તમામ સગવડ પર ધ્યાંન આપવાનાં અભ્યાસથીજ તે તઇયાર કરવામાં આવ્યો હોય એમ એક નજરે જોઇ લઇ શકાતું હતું. તે બગીચામાં ઉઘડતો હતો ને બગીચામાં જવાનાં તે ઓરડાની અંદરથીજ સાઇડે પોરપખાળ બારણાં હતાં.

તે હાઉસકીપરે જોઇતું કરતું માંગવા માટે ગમે ત્યારે ચંગ વગાડવાને બને તેમ 'ક્વાઇટ એટ હોમ' થવાને તે જવાંનને નાખી નાખીને આગ્રહ કર્યો અને પછીજ તે ગઇ.

તે પછી હોપ પોતે ઘણોવાર પોતાનાં ગોઠવગાઠવનાં કામમાં રોકાયો. ત્યાર કેડે તેણે હાથ મોઢું ધોઇ ચા મંગાવીને પી લીધી અને પછી બાજુમાનું બારણું ઉઘાડી તે બાગમાં ઉતર્યો.

પણુ પાછળથી તેણે ચાહયું કે તેણે તેમ નહી કર્યું હોત, કેમ જે તે મોટી મીલકતની આસપાસના રાઉંડમાં તે એક વીજળીક રોશનીથી ઝળકી રહેલા ડાઇનીંગ રૂમ આગળ આવી લાગ્યો, ને અંધારા ઓથામાં છુપાઇ તેણે બારીએથી સહેજ અંદર ડોકાવવા એકજ નજરમાં જે જેયું તેથી

પોતાની ઓશયાલી હાલતની અવદશાના ખ્યાલથી ગમ ખાઇ તે બીજીજ પળે પાછો બાહેર પડયો.

ત્યાં–તે મોટી જમવાની ટેબલપર ચમચા કાંટા છરી-ચુલ્યાની અફાલજીક વચ્ચે ખાણું શરૂ થઇ ચુકયું હતું. ટેબલના હેડપર એક દમામદાર અધોર ઉંમરનો ગ્રહસ્થ હતો જે અનુમાનથી હોપે જાણ્યું કે સર જુલ્યન પોતેજ હોવો જોઇએ. દેખીતી રીતે તે પાસેના ગામમાં જયાં ગયો હતો ત્યાંથી ફારેગ થઇ તેમની પછીની ત્રેનમાં મહેલમાં પાછો આવી લાગેલો હોવો જોઇએ.

લેડી રીચમંડ પણ ત્યાં હતી અને તે માતુશ્રી બાનુના દમામદાર પણ દેખીતા એક શોકાતુર દેખાવથી તે છોકરો મોહીત અને છકક થયો. તેને એ ખુશનુદ ચેહરામાં કાંઇ ઘણુંજ ખેંચાણકારક ને પ્યારૂં લાગ્યું. તેણીનાં માથાંપરના વાળ કેટલાક અધકચરા પાકયા હતા છતાં ને ચેહેરો ઘણોજ દીલકસ દેખાતો હતો, કે જેથી વખાણુ ને માનની માનવંત અદાઓ સાથે તે મીઠા માવીતર ચહેરા સમક્ષ જવાન હોપે કાંઇક વધતો રોકાઇને જોયા કીધું. તે સર જુલ્યનની છેક પાસે બેઠેલી હતી.

સર જુલ્યનની બીજી પાસે લેડી કારલાઇલ અને તેની દીલજીત અને અનુપમ સુંદરતા ધરાવનારી હીલ્ડા હતી ને ખુદ હીલ્ડાની પાસે વળી થોડીક શીહા સુર્ખીના ચેહેરાનો એક કોઇ અજાણ્યો હતો. જે તેણીની ઉપર ઘણાં ઘરાંપરાં કરતો ને ધ્યાન આપતો દેખાતો હતો. જેમ્સ તો તેની માની બાજુમાં હતો. તે જેમ્સ ઉપરાંત બીજા બી ત્રણ છોકરાં–એક છોકરો ને બે છોકરીઓ–ચઢ ઉતર ઉંમરનાં જે ત્યાં હતાં તે

ચતુર જોતીએ અનુમાનથી જાણ્યું કે તેના હવે પછીના શીસ્યો સર જુલ્યનનાં ન્હાનાં છોકરાં હતાં.

તે હડી ગયો પેલો હીલ્ડાની પાસે બેઠેલો કોઇ અજાણ્યો તેનાપર કંઇ એવી ફીસમે ઢરાંપરાં કરતો હતો કે તે તેનાથી જોવાયું ને ખમાયું નહી, અને ત્યારે ખીજવાટ અને નામુરદીથી જખમી થયલાં જીગરે તે બારી આગળના મજકુર અંધારા ઓથામાંથી તે હડી ગયો.

તે એ પછી ઘણો વાર તક ગુપચુપ બાગમાં ફર્યાં કીધો– પણુ તે જો જાણતે કે હાલ ટેબલપર તેનીજ વાત થતી હતી તો કદાપી તે એ બારી કનેથી એમ એકદમ ઉડી જતે નહીજ, તે જેમ બારીમાંથી ઉંચો થઇને જોઇ શકયો હતો તેમ જયાં ઉભો હતો ત્યાંથી જો સાંભળીબી શકતે તો તેને ખબર પડતે કે તેઓ બધાં વચ્ચે હાલમાં જમતાં તેનીજ વાત થતી હતી.

"પપા," જેમ્સે જમતાં જમતાં યાદ થતાં કહયું, "પેલો વેકેશન માસ્તર જે તમે તેરયોછ કેની તે–તમે માનશો–કાંઇ અજબ જેવો તમારા જેવો છે! હું તો ઠગાયો વડીક! સ્ટેશનપર ત્રેનમાંથી ઉતરીને એ આગળ આગળ ચાલતોતો તે પીઠેથી હું તો એમજ સમજયો કે તમે છેઓ, ને "પપા ડીયર" કરીને મેં દોડી જઇને કીધું ને પછીથી હું તો એવો ચાટ પડી ગયો!"

સર જુલ્યન ખુશ મીજાજે મોટે સ્હાદે હસ્યો. બધાં હસ્યા.

"પણુ તુને જવાનને ઘરડોબી નહી દીસ્યો કે?" સર જુલ્યને રમુજ પામી કહયું. "એ તો મને લખાઇ આવ્યું તેમ કોઇ અઢાર વીસ વરસનો પોર્યો છે.

"અરે હારે, પપા પણુ બસ ઉંચાઇમાં ને કદમાં તદ્દત

તમારાજ જેવો ! પીઠેથી તો કોઇબી ભુલાવો ખાય," જેમસે જોશથી બચાવ કર્યો; "હું જરાબી સહરાગત કરતો નથી, ઉલટું ખરૂં કેહું તો મને તો ચેહરામાંબી જાણે તે તમારાજ જેવો લાગો.

અલબત જેમ્સને નાલ્યું ફેંકવાની ટેવ હતી તેમ આ પણ તે એક લાંબો ગોફણ ફેંકતો હતો તેમ સમજી બધાં ખુબ હસ્યાં, તેની માતા પણ ઘણી હસી, જેથી તે બાપડો ખસ્યાણા જેવો ખામોશ કરી ગયો.

હવે હીલ્ડા વચ્ચે પુરાઇ.

"જેમ્સ કશી સહરાગત કરતો નથી, સર જુલ્યન," એક બીલકુલ સ્વભાવીક ઓશકથી લગાર લાલ થયલા રોખસારા સાથે તેણીએ કહયું. "ખરેખર એ માસ્તરમાં જાણે કંઇ ઉંચ તોખમ કે ખરાં ગ્રહસ્થપણાનોજ એક છુપ્યો દમામ જોઇ શકાયછ."

"તું એને ઓળખેછ શું ?" સર જુલ્યને તાજુબીમાં આંખો ઉંચી કરી તેણીને પુછયું, અને હીલ્ડાએ જવાબમાં પોતાની ઓળખાણના કારણો તે ટેબલપર બધાં કને વીસ્તારીને પાછાં બ્યાન કર્યાં.

"આટલી ઉમરે ઘણો શીખેલો છે," હીલ્ડાએ પાછું કહયું. મારો હર્બટ કહેતો હતો કે ગ્રીકમાંબી ઘણો આગળ વધેલો છે.

સર જુલ્યન ગંભીર થયો.

"હોવુંજ જોઇએ" તેણે કહયું, "મી૦ બ્લેક એક મારા જોગાં ખાનગી કાગળમાં એ છોકરાની નીતી ચાલચલણ અને

ચાલાકીની હદથી જયાદા વખાણ કરેછ, અને ત્યારે એ એવો કોઇ એક ખરો લાયક જવાન હોવોજ જોઇએ."

લેડી રીચમંડ એવી એવી વાત ચીતમાં ઝાઝો ભાગ લેવા જેવી ઉલટ ધરાવનાર ન હતી, પણ તેણી આ "છોકરા" ની એટલી બધી તારીફથી જરા ઉલટમંદ થઇ અને જેમસ તરફ ફરીને ધીમાં સ્હાદે પુછ્યું, "તેં તેને કમફરટેબલ કીધોછ કે ડીયર ?"

"હા મમા, મેં મીસીસ ગ્રીનને ઘણી તાકીદ કીધીછ" જેમસે જવાબ કર્યો; મેં પોતેજ તેને મીસીસ ગ્રીન સાથ ઓળખાણ કરાવી તેના હવાલામાં સોંપ્યો."

"એને કહેજે કે આપણી લાયબ્રેરીમાંથી ગમે તે બુક એ લઇને વાપરી શકશે," સર જુલ્યને માયાળુ મુરબીગીરીના તોરથી જેમસને તે ગરીબ છોકરાના લાભમાં હુકમ આપ્યો, અને એ તે બેરોનેટની ભલાઇ તે ટેબલપરનાં લગભગ સર્વને ગમી.



## પ્રકરણ ૨૦ મું.

—:o:—

ખાણા પછી જેમસ મી૦ હોપને તેના ઓરડામાં જઇ મળ્યો, તેટલામાં તેણે જમી લીધું હતું, અને તે ત્યાં હર તરેહ પુરતો કમફરટેબલ (સુખસગવડ સાથે) રહેલો હોવાનીજ તેણે તે સાહેબ જાદાને તેની માયાળુ પુછપરછના જવાબમાં દીલેર ખાત્રી આપી.

તે પછી ડરાઇંગ રૂમમાં જેમસે પોતાના ભાઇ બેન જોડે

તે છોકરાને મેળવ્યો. એ વખતે લેડી કારલાઇલે સર અને લેડી રીચમંડને ડાઇનીંગ હોલમાંજ હજી તાહેલાં કરતાં રોકી રાખ્યાં હતાં, પણ બાકીનાં બધાં તે છોકરાંઓ સાથે ડ્રાઇંગ રૂમમાં આવ્યાં હતાં તે ભુકોભાકી પોતાના એ નવા માસ્તરની તારીફ સાંભળી તેને રૂબરૂ જોવા ને મળવા આતુર થઇ ગયો હતો.

જવાન લોર્ડ લેસટર પણ તેઓની સાથે એ વખતે ત્યાંજ હતો. એ તેજ શીઘ્ર સુખી ધરાવનાર ઉમરાવ હતો કે જે સર જુલ્યનના દોસ્ત તરીકે અતરે હાલમાં મેહમાન રહેલો હતો, ને જે હીલ્ડાને જોતાં સાથે મોહીત થઇ તેણીના ઓળા પેરે તેની પુઠેપુઠ ફરતો ને ભમતો થયો હતો ડાઇનીંગ ટેબલ પર પણ હીલ્ડાની બાજુમાં તેજ બેઠેલો હતો.

એ મીલાકાત માટે હોપ ઘણી સંભાલની તજુમલથી તઇયાર થયો હતો, અને તેણે સર્વેને પેહલીજ મીલાકાતમાં પોતાના લાભમાં જીતી લીધાં એમ અગત કરી ને અતરે કહેવાને ખાત્રી આપ્યા વના ચાલશે. સઘળાંને એ પતલો ઉંચો, સોહામણો છોકરો તેની ખુબસુરતીમાંજ માત્ર નહીં પણ રીત ભાતમાં અને વાતચીત કરવાની કાબેલ્યતના તેના દેખીતા કાબુ માટે ખરેખર ઘણો ગમ્યો.

ખાસ કરીને માકહામ-જેમસના એક ચઉદ વરસના નહાના ભાઇને અભ્યાસ કરવા હોપના હેઠળ સોંપવાનો હતો, ને તે શીક્ષક અને શીષ્ય જ્યારે રૂબરૂ ઉભા ને મલ્યા ત્યારે, અરે જેને જોવાની આંખ હોય તેઓ જોઇ શકે એમ હતું કે જાણે તે એક ચણાની બે ફાડ એકજ માબાપના બે બેટા, બે ભાઇઓજ હોય ! ખાનદાની મળતાપણું બાજે વખત ચીસ

પાડીને જાહેર થઇ શકે છે-એ ખુદરતમાં તે માહા નામી સાહેબે બાજે વખતે કમાલ કરેલી પુરવાર થયલી વાત છે, અને આ કેસમાં હુબહુ તેમજ હતું! તેજ આંખ તેજ ઉંચાઇ, તેજ ચેહરો–સર્વસ્વ તેજ!!

કોઇનેબી તે જવાન એક કોઇ સ્વભાવીક અણગમાથી જો નહીં ગમ્યો હોય તો તે એકલા પેલા લોર્ડ લેસ્ટરને! તેબી તેને લોક લાજે મોટી મુરબ્બીગીરીના દેખાવથી મલ્યો તો ખરો, પણ શેકહેન્ડમાં ફકત એક આંગળુંજ આપ્યું, ને હોપનો પી-તો એ તુચ્છકારથી એટલી હદ સુધી એકદમ ઉકલી આવ્યો કે તેને લાત મારીને હીલ્ડાની બોરદુમાંથી દુર ફેંકી દેવાનો પોતાનો લોભ તે વહાલો જવાન બડી મુશકેલીથી રોકી શકયો!

"પોરયો મને તો કોઇ છેલ જેવો લાગેછ," તેણે હીલ્ડાના કાનપર પડી કહ્યું. "મને તો લાગેછ કે તમે બધાં એને છગાવી મુકીને જલદીજ ખરેખરો બેઅદબ બનાવશો, ટેબલપર તમે બધાંએ એની તારીફના રાગડા તાણ્યા ને તાણ્યા મને તો ગમ્યું નહીં. હું તો ધારૂંછ કે એ પોલીસી તદન ભુલભરેલી છે. એથી તો સામું એ ગરીબ માણસનું કાટલું નીકળી જશે એણે જાણવું ને સમજવું જોઇએ કે એ અહીં એક સાધારણ નોકરથી કશીજ રીતે ચઢયાતો નથી, કે જયારે એ હમણાં અહીં આપણી સાથે વરત્યો તે તો જાણે ઘરનો વડો વજીર કે બેટો હોય તેમજ! મને તો પોર્યાનાં ભેજાંમાં રાઇ ઘણી જાસ્તી લાગી!"

પણ હીલ્ડા એ સાંખે? તે ગરીબો તરફ તો આપણે આગળ વાંચ્યું તેમ ખાસ કરીને દીલસોઝ ને ભલી હતી, ને

ખુદ તે પોતે પણ એ જવાનની તારીફમાંજ બોલેલી, એટલે લોર્ડ લેસટરનો આ સુફયાણો અભીપ્રાય તેને ગળે કેમ ઉતરે ?

'તમારી તદન ભુલ છે' તેણીએ માથું ફફડાવી કહયું, 'હું તમારી સાથે એ વાતમાં જરાબી એકમત થતી નથી;—

અને તે એમ કહેતાં એવા ટણકાથી તેની કનેથી ખસી ગઇ કે ખુલ્લું પ્રદર્શીત કરતું હતું કે તે જવાન ઉમરાવનો ખરાબ ટેસ્ટ તેનાં ખરાં સ્વરૂપમાં જોઇને તે ખરાં જીગરથી નારાજ થઇ અને કમકમી હતી !

લોર્ડ લેસતર દેડકાની અદાથી કુદીને પાછો તેને પડખે ગયો.

"ત્યારે મારી ભુલ હોશે, મીસ રોઝવાર" તેણે તુરત ફેરવી તોલ્યું. "તમારે બુરૂં માનવાનું નથી. મને તો જે લાગ્યું તે મેં કહયું"—અને ઉતાવળથી—"પણ હું જોઉંછ કે મેં ભુલ કીધી."

એ પછી તે રાત માટે સર્વે વગેસગે થયાં સર જુલ્યન તો હજી એ જવાનને મલ્યોજ ન હતો તેણે એ મીલાકાત કરવાનું વળતી સહવારપર રખાવ્યું હતું.

હવે સહવારે હોપ જયારે તઇયાર થઇને બાગમાં ઉતર્યો ત્યારે તેણે લોર્ડ લેસટરને ત્યાં લટાર મારતો દીઠો, ને હોપ તો આ મોટાઇમાં મરી રહેલા તુમાખીને તદન નો કોઠાંજ કરવા ચાહતો હતો પણ તે પોતેજ એ જવાંનને સાંમો બોલાવતો આવ્યો. પોતાની ગઇ રાતની ખેજાલત તે ભુલવા ચાહતો હતો, ને હીલ્ડાને એ પોરયા માટે સારૂં મત હતું માટે એનાપર જીવપર જોરાવરીનું થોડુંક હેત બતાવી તે એ રસ્તે હીલ્ડાનો વ્હાલો થવા ચાહતો હતો. એટલા માટે તેજ બોલાવતો, ને એ નવાં મકાનમાં તે છોકરાએ કેવી રાત ગુજારી તે બાએની

કાળજીવંત ખેરઆફ્યત પુછતો આવ્યો, ત્યારે હોપને જવાબમાં અલબત, નમ્ર અને સભ્ય થયા વીના ચાલ્યુંજ નહી.

અને એ રીતે તેઓ વાત કરતા ઉભા હતા તેટલાં એતે ફાક સર જુલ્યનનું પોતાનું ત્યાંથી પાસ થવું થયું. હોપની તેના ભણી પીઠ હતી તેથી લોર્ડ લેસ્ટરનેજ હસીને ડોકું કરી તે તો આગળ વધવા જતો હતો—કદાપી તે નવા આવેલા માસ્તરની હાજરીની વાત તે બેરોનેટના લક્ષમાંથી હાલ નીકળીબી ગયલી હોય? પણ તે લેસ્ટરને નોડ કરી ચાલી જતાં જરા ડોકું ફેરવી હોપ ભણી જાવા પામ્યો, અને ત્યારે તે એકદમ ચમકીને સ્થંભ થઇ ગયો!

"માઇ ગોડ," તેણે પુકારયું, "તમે—તમે કોણ છેઓ?"

લોર્ડ લેસ્ટર મોટેથી હસ્યો.

"એ એટલા ગભરાયા શાના?" તેણે કહયું કોઇ વગર રજાએ ધુસી આવેલો લોફર નથી સર જુલ્યન. એ તો નવો માસ્તર મી૦ હોપ છે!" અને તે બંનેને એમ કહેતાં એકલા છોડી તે પોતે હસતો હસતો આગળ ચાલી ગયો.

સર જુલ્યન, એમ છતાં, ધણી મુશકેલથી પોતા ઉપર પાછો કાબુ મેળવી સાવધ થયો તે સોહામણા દીલકસ છોકરાએ તે ઉમરાવપર કાંઇ જોતાં સાથે અજબ જેવી અસર કરી હતી, તેના સફા હોળેલા ને સાઇડેથી પાર્ટ કરેલા ચળકતા નરમ રેશમ જેવા ને કાળા ભમર જેવા બાલ સાથે તે ધણોજ દીલજીત દેખાતો હતો, અને તેથી હજીબી તેના પરજ નજર ચોંટેલી રાખી તે ઉમરાવે પુછ્યું "ત્યારે તમે મી૦ બલેકની ભલામણથી આવેલા નવા માસ્તર મી૦ જોન હોપ છેઓ?"

"જી હા, સર જુલ્યન." હોપે નમ્રતાથી જવાબ કર્યો.

"અને—અને તમારાં માએ બાપ કોણ છે?"

ગરીબ હોપે આ પાધરો સવાલ સાંભળતાં ખેજાલતથી માથું નીચે નમાવ્યું.

"મારા માબાપ ઇજતદાર આસામી નથી, સર જુલ્યન," તેણે ગદગદ કંઠે જવાબ કર્યો. "પણ મેં તે લોકની સાથનો સંબંધ તોડી નાખેલો છે ને હું મી૦ બલેક જેવા નેકબખતને આશરે હાલ તો કેળવાઉંછ ને ઉધરૂંછ."

સર જુલ્યન જયાદા મોહીત થયો. તે છોકરાનો આ હીંમતવાન ને પ્રમાણીક એકરાર તેને કાંઇ અજબ જેવી હદ સુધી ગમ્યો કોઇ જેવો હોત તો એવી નાજુક વાત ખચ્ચીત છુપાવત તે કાંઇને કાંઇ ઓરંગો ફેંકતે!

વળી તે હતોજ કેવો દેખાવળો! પતલો ને ઉંચો હતો. પણ વા આવે ને ઉડી જાય એવો અકવડયો ન હતો, તે બાંધાનો મજબુત અને મરદાનો હતો. ચેહરાપર હાંદેસાઓની લીતાઓ પડી ગયલી પ્રગટ જોઇ શકાતી હતી તે છતાં ચેહરો વટીક કોઇનીબી આંખને આંજી તે ખુશીમાં ખેંચી રાખી શકે એવો દીલજીત હતો.

બીજા હાથપર જવાન જોનહોપ પોતે આ રોબવંતા ઉમરાવથી ઓછો જીતાયો નહીં હતો, ખુદરતી વહાલથી તે તેના ભણી આ મુલાકાત થતાં ને થતાં ખેંચાઇ ગયો, ને તેથીજ પોતાના જનમને લગતી નામોશી ને ખેજાલત એકદમ પ્રમાણીકપણે જે હતી તે કહી દેવા તે લલચાયો હતો.

મારાં છોકરાંઓ તમારા હાથ તળેની તરબીયતથી ઘણો લાભ મેળવશે એમ ભલા મી૦ બલેકે મને ખાત્રી લખી છે,"

સર જુલ્યને માયાથી કહ્યું, "ને અભ્યાસ વધારવાનો તમારો ઉમંગ જે મને જાહેર થયો છે તે હું એટલો વખાણુંછ કે ગમે ત્યારે મારી લાઇબ્રેરીમાં જઇને તમને ગમે તે બુક લેવાની હું તમોને બાખુશી રજા આપું છું. એ અમારૂં એક ઘણું પુરાણું ને નામીચું કલેકશન છે."

"આપ સાહેબનો મારી પર ઘણો મોટો ઉપકાર થયો, સર જુલ્યન."

"હું ઉમીદ કરૂંછ કે તમોને અત્રે ઘણું સોહવઇ જશે ને ખુશ લાગશે" સર જુલ્યને જારી રાખ્યું; "આએ ઘર તમો તમારૂં પોતાનું જાણજો. ફકત એકજ મારે અરજ કરવીછ, અને તે–અને તે"–અને સર જુલ્યનને બોલવાજ નહીં ગમતું હોય તેમ ઘણો અચકાયો.

"ફરમાવો. સાહેબ," હોપે કાંઇક અજબ થતાં પુછ્યું.

"એટલુંજ કે બનતાં સુધી તમો લેડી રીચમંડની નજરે ના પડતા," ને ઉમરાવે માંગી લીધું. ને એમ માંગી લેતાં તે ચેહેરામાં લાલ થઇ ગયો. "એ અરજ કરવામાં મારી કાંઇ ખાસ મતલબ છે, જે હું તમોને કોઇ દહાડે—"

પણ તે પુરૂં કરે અથવા આ અજબે જેવી ફરમાસના ભેદને હોપ પોતે પુગી શકે તેટલાં તો સામેથી એલસી (લેડી રીચમંડ) પોતેજ સર જુલ્યનને પુકારતી તેમના ભણી આવી! હોપ ઉભો હતો તે તરફ એક ઝાડનો ઓથો હતો વાસ્તે તે આવતી હતી ત્યાંથી તે છોકરો તેને દેખાયો હતો નહીં, જેથી સર જુલ્યનને એકાદ માલીની સાથેજ વાત કરતો ઉભેલો સમજી તે એ તરફ હસ્તી હસ્તી તેને કાંઇ કહેવા આવી.

ગરીબ હોપ! તેણે શું કરવું? હજી તો આ ઘડીએજ

તેણીની નજરે નહીં પડવાની તેને ફરમાસ થઇ હતી, અને હવે ત્યારે તે શું કરે? તેણે નહાસી જવું કે કેમ તે આંખના એસારાથી ઘણી આતુરતા વચ્ચે સર જુલ્યનને તેણે પુછયું, પણ તેને જવાબ કરી શકવા માટેબી કમનસીબે ઘણું મોડું થઇ ચુકયું હતું કેમ.જે તેટલાં તો એલસી છેક તેઓની લગોલગ આવી ગઇ.

"જુલ્યન ડીઅર" તેણીએ આવતાં સાથે પોતાના ખાવંદને કહયું, "તમો જાણોછ કે–"

પણ તે આગળ બોલે તેટલાં તેની હોપપર નજર પડી, ને તે ત્યારે એકદમ ચમકી ને છેક મોહત જેવી ફીકકી પડી ગઇ. શું તેણીએ પોતાના જણેતાં બચ્ચાંનો ભુત જોયો?

આ એક માતાનાં પ્રબળ હેતનું સચેતપણું! કોણ તેને મુકાબલે પહોંચી શકે? તે હોપને જોતાં સાથે ચમકી, અને "મારો દીકરો!" "મારો દીકરો" એટલાજ શબ્દો ગુંગળાતા અવાજે બોલવા સમેત તે પોતાના ખાવંદની ગોદમાં બેહોસ ઢળી પડી!!



## પ્રકરણ ૨૧ મું.

—:o:—

એક માતાનો પ્યાર! એ પ્રબળ પ્યારનું મહત્વ કવીઓએ ગાયલું છે અને વાર્તાનવેશોએ વર્ણવેલું છે. એમાં સ્વાર્થ નથી પણ સ્વચ્છતા છે–એક બીન સ્વાર્થી સ્વચ્છતા બેહેસ્તથી બી બુલંદ! એ પ્યાર ખાલેસ છે તેટલો ખુદાઇ છે, અને ખુદ ખુદાવંત પાકની ખુદાઇ જેમાં મળેલી હોય તે પવીત્ર

લાગણીની અશોધ અને નીષ્કલંકપણા માટે સવાલ પણ કેની મજાલ કે ઉઠાવી શકે?

એ ઘણો અજબ જેવો એક કરમ સંજોગ થયો કે જયારે સર જુલ્યન ઘણી દેખીતી આનાકાનીથી અચકી અચકીને જયારે જવાન જોન હોપને અરજ કરવા ગયો કે તેણે બને એ તરકીબથી તે ત્યાં હતો તેટલાં લેડી જુલ્યનની નજરથી અલગ રેહવું ને છટકી જવું, ત્યારે તેજ ઘડીએ તેજ નેકબખ્ત બાનુનું ત્યાં આવી લાગવું થયું. તેને (સર જુલ્યનને) મજબુત ભય બરપા થયો હતો કે આ કોઇ નાચીજ વર્ગમાંથી વધતી ઓછી મોટાઇને પાત્ર થયલા છોકરામાં કોઇ એવી અજબ જેવી હદ સુધીનું તેના કુટુંબી ચેહરા જોડેનું એક મળતાપણું હતું કે લેડી રીચમંડ તેને જોતાં સાથે ઉશ્કેરાશે, ને તેણીનો નજદીક રૂઝ આવી ગયલો ઉંડો જખમ, તેથી બેવડો જખમ, તેથી બેવડાં જોર સાથ કદાપી પાછો વેહતો થશે. નહી કે તે ઉમરાવને આ પોરયો તેનો જણેલો દીકરો હોવાનો વેહમ થયો? જરાએ નહીં. તે પોતે પણ એ અફસર મળતાપણાથી પહેલી હરોલમાં થોડોક દઘાયો ને તરખાયો હતો ખરો, ને તેથીજ તો તેણે તેને તે પોતાના માબાપ માટે શું જાણતો હતો તે પુછયું હતું; મગર જયારે જવાબમાં તેણે જાણ્યું કે એ છોકરો તો છેકજ નીચ ને હલકા વર્ગમાંથી ચોરાત્યાં સરકસ વચ્ચે ઉભો થયલો ને પેદા પડેલો એક જવાન હતો; ત્યારે તે એ નવાઇ જેવાં એક મળતાપણાં માટે છક થયો, પણ તે તેનો છોકરો હોવાનો વસવસો જો કશો બી તેના મનમાં પેદા પડી શકયો હોય તો–તેજ ઘડીએ તાબરતોબનો પાછો કબરવાસ પામ્યો.

પણ લેડી રીચમંડના મામલામાં તો જુદુંજ બન્યું. તે તો આ છોકરાને જોતાં સાથેજ એકદમ ભડકીને ચમકી. અમોએ આગળ કહયું છે તેમ માતૃભાવના 'ફીલપરીંગસ' (ઉસકેરણીઓ) ઘણીક વખતે એક બાપની તેનાં બચ્ચાં માટેની લાગણીઓપર પણ સરસાઇ ભોગવી શકે છે, ને તેથી એવી કોઇ છાની અને મુંગી ઉશકેરણીનાં પરીણામમાં હોય કે એકદમ એ એકમળતો ચેહેરો નજરે આવવાના તદન નહી વકી રાખેલા એક ઓચંબાના આંચકાથી હોય, એટલું તો ખરૂં કે ખુશાલ તબીયતથી તે પોતાના ભર્તારને કાંઇ કેહવા એ તરફ આવી, કે જયારે હોપપર નજર પડતાંજ તે 'મારો દીકરો!' 'મારો દીકરો!' એ બોલો સમેત બેહોશ થઇને ધરણી ઢળી. ખરેખર, જો સમો સમાલી સર જુલ્યને તેને પોતાની જોરાવર બાથને પનાહ આપતી ગોદમાં બર વખત ઝીલી નહી લીધી હોત તો જરૂર તે બીચારી બગીચાની જમીન પર પછડાઇ પડતે. ને તે તરફનાં એકાદ મોટાં કુંડા સાથે અફલાઇને તેનું માથું ફાટી જતે.

તે બેસુદ્ધ બાનુને ઉંચકીને ઘરમાં લઇ જવામાં આવી, જેમાં હોપે દીલોજાન મદદ આપી, અને પછી સર જુલ્યને તેને એક એસારત આપતાં તે છોકરો ત્યાંથી તરત બાગમાં પાછો ચાલી ગયો. હાલના તબકે હોસમાં આવતાં લેડી રીચમંડ એ જવાનને પાછો જુએ તે સર જુલ્યનને સલામતીભર્યું લાગ્યું નહી.

અને તેના જવા પછી તે ભલી બાનુ ઘણે વારે મુશકીલથી હોસમાં આવી. અલબત, હોસમાં આવ્યા પછી તે એકદમ તો સઘળું યાદ કરી શકી નહી. પણ રફતા રફતા

તે યાદો તેણીનાં મગજમાં, પાછી સઘળી તાજી થતાં તે કુદકો મારીને બીછાનામાં ઉઠીને બેઠી.

"ઓ જુલ્યન, મારો દીકરો કહાં છે?" તેણીએ જુસ્સાવંત સવાલ કર્યો.

"ડીઅરી, તું ઘેલી તો નથી થઇ?" સર જુલ્યને તેનું માથું પસવારતાં કહ્યું; 'દીકરો શું ને વાત શું! નજદીક પચીસ વરસો વહી ગયાં, ને તે બીચારો હવે પાછો કાંહાંથી આવે? કંઇ આજકાલની વાત છે?"

"ત્યારે પેલો કોણ છે?"

"કોણ પેલો?"

"પેલો—જે બગીચામાં તમારી સાથ વાત કરતો હતો તે?"

"તે તો આપણાં છોકરાંઓને વાસતે આવેલો પેલો નવો માસ્તર મી૦ હોપ છે."

"અને એનેજ વાસ્તે જેમ્સે આપણને ગઇ રાત્રે જમતાં જમતાં કહ્યું હતું? પીઠેથી જોઇને જેમ્સે ભુલાવો ખાધો કે તમેજ છેઓ તે એજ છોકરો?"

"હા, તેનું શું?"

"ત્યારે હું કેહુંછ કે એ આપરોજ છોકરો છે—મારો ને તમારો ગુમ થયલો બેટો" તે માતાએ મોટી ઉશકેરણી સાથે પોતાનો સેવટનો ચુકાદો જાહેર કર્યો.

સર જુલ્યન, તેનાં મનનો એ ધખારો દુર કરવા, મોટે સદાદે હસી પડયો.

"ચેરી દુનીયામાં એવા મળતા ચેહરાની અજાયબીઓ તો જોઇએ એટલી મળી આવી શકેછ," તેણે હેતથી સમજાવ્યું. "ખુદાની ખુદરત કોઇ વારમાં ખાલી છે! અરે! તેને

જોતાં સાથે એમ તો હું પોતેજી પ્હેલાં થોડોક વેહમાયો.'

"તમેજી વેહમાયા ખરા કેની?" અને લેડી રીચમંડ વધારે ઉશકેડાઇ.

"હા પણ સાંભળ; આકળી ના થા," તે ખાવંદે લગાર ગુસ્સાનું ડોળ કરીને કહયું. "અને તે ઉપરથી મેં એના માબાપ વાસ્તે એને પુછયું."

"અને એણે શું કહયું?"

"એ તો ઘણુાજ ઉતરતા વર્ગનો એક છોકરો છે," સર જુલ્યને હયાં અવાજ ધીમો કરી નાખતાં કહયું. "પોતાના માબાપની બધી વાત બચગીથી જાણેછ; કોઇ સારાં માણસનો છોકરો નથી, ને તેથી પાછળી જીંદગીમાં માબાપથી અલગ થઈ ગયેલો છે."

તે માતાએ શંકાશીલ માથું ધુનવ્યું. તેની હજી તમામ ખાત્રી થઇ હોય એમ તેને લાગ્યું નહી, પણ તે જાસ્તી શું કહે અને શું કરે? તે ગામખાર ચુપ થઇ. સર જુલ્યનના કેહવા મુજબ જો તે છોકરો બચગીથી પોતાના માબાપની સઘળી હકીકત જાણતો હતો, ને ખરેખર એવાં એક અધમ ઉતરતા વર્ગનોજ હતો તો જયાદા તે શી જીકકર રજુ કરી શકે?

બીજા હાથપર લેડી જુલ્યનને બેહોશ થતી જોઇને જોન હોપ પોતે પાછો બેખુદીમાં ગીરફતાર થઇ ગયો હતો નહી. તેને તો કાંઇ સમજજ ન પડે એ શો સઘળો ગરબડ ઘોંટાળો હતો! લેડી રીચમંડ "મારો બેટા, મારો બેટા!' એ બોલો ઓચરીને બેહોશ થઇ હતી ખરી, પણ તે બોલો જેમ સર

જુલ્યન પ્રગટ સાંભળીને તરત સમજી શકયો તેમ એ છોકરો કાંઇ સમજી શકયો હતો નહી, ને તેથી તે મનથી ઘણો મુંઝાયો ને ગભરાયો. અવલમાં સર જુલ્યન પોતે બી તેને જોઇને ચોંકયો હતો, અને વળી તેણે તો જેમ બને એમ લેડી જુલ્યનને નજરે નહીં પડવાની તેને તાકીદ વટીક કીધી હતી, વળી અધુરામાં પુરૂં–તેવામાં લેડી જુલ્યનને તો ત્યાં આવતાં ને તેને જોતાં સાથે બેહોશ થવાનુંજ મન થઇ આવ્યું, અને ત્યારે એ બેખબર પોરયો એ બધો ગડબડ ઘોંટાળો જોઇને પોતાના મનથી ગભરાય નહીં તો શું થાય?

લેડી રીચમંડને અંદર લઇ જવામાં તે મદદ થયો હતો. તે પછી સર જુલ્યને તેને ત્યાંથી અલોપ થઇ જવા એશારત આપી, એટલે તે ઘણા રડમસ હાલે નીચે પાછો બાગમાં ઉતર્યો, તેને ઘણુંજ લાગ્યું, આ 'લેડી'ને જોતાં સાથે તેનું જીગર કોઇ નહી સમજી શકાય એવા હર્ષને માનતા ઉછાળાઓથી તેણીના ભણી ખેંચાઇ ગયું હતું, તે તો બને તો તેણીની પોતાની મીઠી નજરની તાહડક તળેજ રેહવા ચાહતો ને માંગતો હતો, ત્યારે આ શી મોહકાણ હતી કે તેને સામો તેના રસ્તામાંથી બી હીણપસ્તી વચ્ચે હાંકીજ મેલવામાં આવતો હતો! શું તેનામાં કાંઇ એવું ભયભીત કે બીહવડાવનારૂં હતું.

તે એ રીતે રડમસ બેખુદીમાં દરીયાફ્ત કરતો ત્યાં એકલો ઉભો હતો તેવામાં તે બાજુની વલાણમાંથી સુંદર હીલ્ડા રોઝવાર પોતે ત્યાં આવી લાગી. તે બાજુએ તે ચકરાવદાર બાગની વલાણ હતી, માટે અત્રે હોપ ઉભેલો હોવાની તે નાજનીનને તો કશી ખબર ન હતી, અને પછી અચબુચ

એમ રૂબરૂ થતાં તે છોકરી પણ પોતે તેને જોતાં સાથે જરા ચમકીને ખેંચાઇ, અને ત્યારે હોપની ધીરજની એકદમ હદ વલી ગઇ.

——:o:——

## પ્રકરણ ૨૨ મું.

—:o:—

"તમેબી મને જોઇને ચોંકયાં, મીસ રોઝવાર?" તે જવાને પોતાના જીવને કદુવા માંગતી ઢપે ફરયાદની આહ સાથ પુછયું, "બેઅદબી માફ કરજો હું તમોને રોકુંછ તે પણ હું જાણુવા માંગુછ કે એવું તે મારામાં શું એક બીહી ધરાવનારૂં છે જે મને જોઇને તમો સઘળા એમ બીહોછ ને એમ ચમકોછ?"

"તમારામાં બીહ ધરાવનારૂં શું હોય, મી૦ હોપ?" તેણીએ અજાયબીમાં જવાબ કર્યો, અને વળી તે મીઠાસથી હસી.

"તમો જાણુતાં નથી, બાનુ." હોપે કાકલુદીથી કહયું; 'હમણાં સહવારે સર જુલ્યન મને પહેલાં મળતાં તેવણુ મને હીલ્ડાની પેઠ ખુલ્લે મને ખુલાસો કરીને તે ગુમ થયલા બાળક બેટાની વાત ને હોપના ચેહરાનું મળતું આવવાનો ભેદ કશો તેને સમજાવ્યો નહી. ખરેખર તો જો હીલ્ડાએ એ ભલાઇ ન કીધી હતે ને જો ભેદ ભાંગીને સઘળો ખુલાસો ન કર્યો હોત તો એ છોકરો મનથી મુંઝાયાજ કરતે, ને કદાપી આ સુખની નોકરી મુકી પાછો ન્હાસી બી જતે; પણ અલબત, હવે એ ભેદ તે જાણુતો હતો તેથી તેનાં મનનું ઘણીક હદ સુધી સમાધાન થયું હતું.

વળી તેજ સાંજે એક સ્વભાવીક જીજ્ઞાસાથી તે રીચમંડ હોલની વીશાળ પીકચર ગ્યાલરી જોવા ગયો, તે ત્યાં એકલોજ હતો, બધાં ફરવા ગયલાં હતાં ને તેજ તકનો લાભ લીધો હતો.

ત્યાં સર જુલ્યનના પુરવજો ને વડવાઓની મોટી છબીઓ તેણે જોઇ, ને તે પોતે પણ એ "કેમબી ફાઇકનેસ" મલતા ચેહરાની મુશકેલી માટે મનથી અતી ઘણો હેરત થયો.

તે કડવાસથી પોતાના મન સાથ એકલો એકલો હસ્યો. કયાં હીરો–કયાં કાંકર! તે એક જેલખાનાના કીચલમાં સબડતા કીડાનો બેટો, ને શું ફાંટાબાજ ખુદરત એ એક ઘાતકી મજાકમાં મોજ નહી લેતી હતી કે તેનો ચેહરો તેણે પોતેબી એ મુકાબલામાં જોયું કે, ખરેખર આ માનવંત કબાલાના ઉમરાવોના ચેહરા સાથેજ અગત કરીને મળતો આવતો હતો.

સર જુલ્યન પણ આ છોકરા માટે જલદીજ એક અજબ જેવો ચાહ ધરાવતો થયો તેને તેની છોકરાંઓને શીખવવાની રીત ઘણીજ ગમી, અને તે કારણથી તે પછીથી તે એ છોકરાને અનેકવાર મળતો રહયો તે તેને વાતમાં ઉતારતો ને તેના ટેસ્ટ, તેની કાબેલ્યત વીગેરે સઘળું તપાસીને તે રીતે તેને મદદ કરતો થયો.

લેડી રીચમંડને તો તે મળતોજ નથી. પણ તે મોટા ઘરમાં અનાયસે ફરતાં હરતાં જો તેઓ કદી મળવા પામતાં તો તે દુઃખી બાનુ અસાધારણ નમ્રતા ને માયાથી તેને બોલાવતી ને વાત કરાવતી, તે પોતેબી એ દરમ્યાન ઉસ્કેરાતો, અને તેમ છતાં કાંઇ ને કાંઇ બાહનું કાઢી સર જુલ્યનના હુકમ મુજબ તે જરાવારમાં તો ત્યાંથી ખસી જતો.

છોકરાંઓબી બધાં ઘણા ભલાં ને મહેરબાન પુરવાર

થયાં. ટુંકમાં તે આખું ઘર તેને ચાહતું ને તેની કદર કરતું થયું, ને વળતા જવાબમાં તેમજ તેને પણ તે ઘરનાં નહાના મોટાં બધાંને માટે પ્યાર અને માન બરપા થયા શીવાય એક લોર્ડ લેસ્ટર તે તેના પ્યારમાં એક હરીફ હતો. તેની મીડી ને માનીતી હીલ્ડાપર પ્યારનાં દરાપરાંનુંજ ધ્યાન આપતો હતો, અને તેથી કોઇ સ્વભાવીક ખટકાથી તે બંને જવાનો વચ્ચે અરસપરસનાં અણગમાની એક છુપી ધુરકાધુરકી એકદમ જારી થઇ અને ચાલુજ રહી.

——:o:——

## પ્રકરણ ૨૩ મું.

—:o:—

પ્યારાંઓનો પ્યાર પણ બાજે વખત ઘણો બેવકુફ થઇ શકે છે, અને હાપનો હીલ્ડાને વાસ્તેનો પ્યાર તેજ કીસમનો હેમક હતો. તે એ નામુરાદ પ્યારના નામુનાસેબપણાથી આગાહ હતો, તે જાણતો હતો કે તેના જેવો એક મુફલીસે એવા એક કરોડપતી ઉમરાવની બેટીના હાથની આરજુ કરવી એ સર્ફ હેમાકત હતી, અને તોપણ એ રમુજીને અજબ જેવું ન હતું કે તે, દેખતી આંખના એક અંધાપા વચ્ચે ખોહારીનીજ ખીણમાં સરબસર અને રોજબરોજ ગરક જતો રહયો હતો?

તેઓ એ પછી લગભગ રોજ મળતાં, જયારેગી મળતાં ત્યારે હીલ્ડા તેને મમતાની બોલાવ્યા કે થોભીને થોડી ઘણી વાતચીત કરાવ્યા વીના જતી નહી. વળી જેમસ પણ વધતો મહેરબાન થયો હતો. રોજ બધાં છોકરાં ભેગાં થઇને સાંજે ટેનીસ રમતાં તેમાં, પોતાના માતાપીતાને પુછીને, શામીલ

થવા મી૦ હોપને પણ આગ્રહ કર્યો હતો. ને તે તે જે દહારથી રમવા લાગ્યો હતો ત્યારથી પોતાનીજ પક્ષની કે વીરૂધની જોડીદાર તરીકે તે હીલ્ડાનજ માગી લેતો ! તે એ રીતે તેને વધતીને વધતી વાહલી થઇ પડતી રહી, અને એ તેના છુપા પ્યારનું પજરણ એક દી એવો મોટો ભડકો લીએ કે જેની ઝાળમાં તે પોતેજ બળીને ભસ્મ થાય એ તેને પોતાને પણ બીલકુલ સંભવીત દેખાતું હતું છતાં તે એ બેવકુફીથી બાઝ આવી નહી શકયો ! તેણીનો હેતની નમરતાથી બોલાયલો દરેક શબ્દ ને માયાના મીઠાસથી તેના ભણી ફેંકેલી દરેક નજર તેનું જીગર વધતું ને વધતું છેદી ભેદી નાંખતું રહ્યું હતું તે ખરાબી અને જોખમ તે મનથી પોતે પુરતી રવેસે સમજતો હોવા છતાં એ પ્યારની વબાલથી તે બચી શકતો ન હતો !

હીલ્ડાએ તેને ઘણી નમરતા સાથે બાગમાં લેડી રીચમંડ બેહોશ થવાનો બાએસ સમજાવ્યો, અને પછી વળી તેનું દુ:ખ ભુલાવવાની મકસદે તે તેને ગુલાબનો કયારો ને બાગની બીજી સુંદરતાઓ બતાવા લઇ ગઇ તે સમાગમના દરમ્યાનમાં તેણીએ બી એ છોકરામાં કાંઇક એવું જોયું કે તે તેને માટે ધાસ્તી હતી તે કરતાં પણ વધારે સારૂં ધારવા ને માનવા લાગી. તે તેને ગમ્યો. ગમ્યો તેણે આવીને પેલા સ્કુલના મેળાવડામાં તેણીને પેલા ઢપઢપ્યા લોકોના વીભાગમાં જગ્યા કરીને બેસાડી આપ્યો હતો ત્યારથીજ હતો, પણ એ પછી-થીના મજકુર સમાગમમાં તેણીએ તે છોકરામાં બીજી ઘણીક હુશીઆરીની બારીકીઓ જોઇ, જેથી તે તેને માટે વધારે સારૂંજ માનતી થઇ, ને—બની શકે તો થોડીક વધારે સભ્ય ને વધારે હેતવંતી થઇ.

તે એ રીતે તેને વધતી હેતવંતી જોઇને ઘણો ચોંકયો, ને લેડી રીચમંડ તો મને જોઇને તરતજ—"

"બેહોસ થઇ ગયાં" હીલ્ડાએ પોતેજ પુરૂં કર્યું, ને તે પાછી હસી. "અમે બધાંએ તે સાંભળ્યું, પણ એમાં તમારે મનમાં ઓછું લાવવા જેવું કશુંજ નથી. એતો એમ છે કે સર અને લેડી રીચમંડનો એક બેટો, આએ રીચમંડ વીલાના મેહેલનો ખરો ને પહેલો વારસ તેની બચગીમાં અતરેથી ગુમ થઇ ગયોછ, ને એતેફાક નમારાં સ્વરૂપમાં આએ ફેમીલીને ખરેખર કાંઇ એટલું મળતા આવવાનું છે કે તેથી લેડી રીચમંડે ભુલથાપ ખાધી કે તે તમોજ હોવા જોઇએ. બીચારાં પોતાના બચ્ચાંના ગમમાં જરા અધઘેલાં જેવાં થઇ ગયાંછ, મગજ પર અસડ છે. બસ એજ ધખારો છે કે હું મરી જવશ તે આગમચ મને મારો દીકરો પાછો મળશેજ મળશે. તે તો નદીમાં ડુબી ગયલો હોવાની પોલીસે બધી બાતમીઓ વટીક મેળવી હતી, પણ એવણ એકલાંજ તે માનતાં નથી. છેક નજદીક પચીસ વરસની પુરાણી એ વાત છે."

"ભલી માતા! ભલી માતા!" હોપ મોહબતથી પટપટયો. "તે માતાનું પોતાનાં દાકરા બચ્ચાંપર હેત કેવુક હોવું જોઇએ કે પચીસ વરસ થયાં છતાં હજી તેને પોતનાં દીલથી ત્યારે એ રવેસે અલગ કરી શકીજ નથી?" આફ્રીન હોજો એવી માતાને!"

હં, પણ એમ તે વાતનો ગમ વરસોવેર દીલમાં આગાર્યા કરવાથી એ બીચારાં ફાયદો શું ઉઠાવેછ?" હીલ્ડાએ જાસ્તી સમજ આપી. "ઉલટી પોતાની તબીઅત ને પોતાના મગજની એવણે બધી ખરાબી કરી નાંખી!—" અને તરત

વધાર્યું, "હવે ત્યારે તમેં સમજયાની, મી૦ હોપ? તમારાં મનમાં તમારે માટે કશો કડવાસ થવા ના દેઓ. એમાં તમારો પોતાનો કશોજ વાંક કે કશુર નથી એટલુંજ કે તમારી જગ્યાએ હું હોઉં તો હું એ દુ:ખી બાનુની નજરે નહીજ પડું તમેબી અહીં છેઓ ત્યાં સુધી મારૂં માનો—"

"મારો તેજ વીચાર છે," હોપે સખ્યારો આપ્યો. "સર જુલ્યન મને એ મકસદનો હુકમ આપીજ ચુકયાછ. અને આટલાં બધાં ખોટી થઇને તમોએ મને એ જે માયાળુ મહેરબાનીથી ખુલાસા આપ્યા તે વાસ્તે હું મારો કેટલો બધો–"

"ઓ ધેટસ નથીંગ," હીલ્ડાએ ઉતાવળથી કહયું, તે ઘણી તુમાખી હતી પણ ગરીબો તરફ તો હંમેશની એમજ મહેરબાન હતી. તે હોપનો રડમસ હાલ જોઇને ચોંકી હતી, અને તેનાં દીલમાં તેથી ઘણુંજ ચુંથાઇ આવ્યું અને જયારે હોપે ખુલ્લા શબ્દોમાં હીમત પકડીને, તેણીની કને પોતાની કમનસીબીનો પરચારો રજુ કર્યો ત્યારે તો ભેદ ભાંગીને ખરી હકીકત તેને કહી દેવા માટે તે પોતાનું મન મારી શકીજ નહી.

"હવે તમારાં મનમાંથી એ વાતની દીલગીરી કહાડી નાખો," તે ભલી છોકરીએ પાછું કહયું, અને તુરત વધાર્યું, "આવો, આએ બગીચામાં એક ગુલાબનો કયારો છે તે હું તમોને બતાઉં, આંખ ખુશીમાં ખેંચાઇ રહે એટલો બધો સરસ છે."–અને ત્યારે હોપ–આશાવંત–તેની પુઠે ગયો.

તે મનમા આવી એક મનોરતા માટે વખાણનુંજ પટપટતો તેની જોડેજોડ ચાલ્યો. તે મોટે ઘરની હતી, ને તેને શી પરવાહ હોય તેની ઉદાસી કે મનની કોઇ દીલગીરી મનથી ભુલાવાજ માંગતી હોય તેવા એક પ્યારના પરીશ્રયથી તેને

પોતાની સાથે લઇ જઇ, વાત કરાવી, તે ગુલાબવાડી દેખાડવાને મસે તેનું દુઃખ ભુલાવા તે ખંતી દેખાતી હતી!

હોપની છાતી ધડકધડક થતી હતી. તે આ પરીસુરત છોકરીની લગોલગ ચાલતો હતો, તેઓ બે એકલાંજ હતાં. ને તે તેનું દુઃખ ભુલાવા માંગતી હતી! તે હાલ તો જાણે તેણીનીજ દુન્યામાં જીવતો હતો!

હીલ્ડાનેબી તે છોકરો હાલમાં જરા જાસ્તીજ ગમતો હતો તેનામાં સર જુલ્યનનાજ ચેહરો તેણીએ દર્દમંદ બનેલો જોયો એટલે દીલસોજીથી ખેંચાઇને તે બાળા તેના ભણી નમ્ર, સભ્ય બલ્કે થોડીક કાળજીભર અને હેતવંતી વરતીક થઇ શકી હતી.

તે ઘણીવાર તેને વાત કરાવતી ને તે વીશાલ બગીચાઓની દીલપઝીર ખુબસુરતીઓ બતાવતી તેના જોડે રોકાઇ રહી, અને પછી તે જયારે અખલાસના કાંઇક વધતા મીઠાસ સમેત તેનાથી છુટી પડીને અંદર ગઇ ત્યારે હોપને લાગ્યું કે તે પોતાની સાથે બાહેરની તમામ તેજસ્વી ખુશનુદીને પણ ખેંચી લેતી ગઇ, કેમકે ખુલ્લાં ચોગાણમાં બાહેર જયાં તે ઉભો હતો ત્યાં એક ચગકતો અને ખુશાલ તળકાવાળો દીવસ હોવાથી રોશની પુશકળ હતી તે છતાં તેને લાગ્યું કે ગોયા તેણી અંદર જવા કડે ત્યાં તે તરફ તમામ અંધકાર વ્યાપી રહયો!

અને મામલો એ રીતે રીચમંડ વીલામાં ચાલુ થઇ ચુકયો હતો તે દરમ્યાનમાં ને તેવામાં પેલો નમુનેદાર ડીક બોલટન વળી તેની તબીયતને તએહ તેને જયાંતક રજા આપી શકે ત્યાંસુધી અલબત એક થોડીક મુદત તલક—આ ઝાડીની

હવા ખાવા જેલખાનામાંથી છુટો થયો, તેને છેલ્લી મારવામાં આવેલી ટેપની અવધ પુરી થઇને તે ઘર આવ્યો, અને ઘર આવીને જાણતાં તે ગુસ્સાથી ઘેલો થયો જે આટલી જેહમતને આટલા ખરચે એક માનીતી મુરાદની મકસદથી તે પોર્યાને ઉધારવા ને મોટો કરવા પછી તે હાલમાં નજદીક ત્રણ વરસોથી તેનો પલ્લો પડતો મેલી ઘર છોડી ચાલ્લો થયોહતો !

અને તે કયાં ગયો ને હાલમાં કયાં રહયો હતો તે જાણતાં તે બેવડો ભડકયો ! એ સંજોગ જો તેના તો જાણે માન્યામાંથી ન આવી શકયો કે તે પોર્યો ચાલ્યો ચાલ્યો ખુદ પોતાના ખરાં માતપીતાને ઘેરજ નોકરી કરવા જઇ ચઢયો હતો !

તે લુચ્છો અભણ અને હેમક હતો, પણ તેમ છતાં તે પોતેબી આ એક ઘણાંજ અજબ જેવા સંજોગથી કોઇ રીતે ઓછો હેરત થયો નહીં, ખરેખર તો ઘરે પાછો ફરતાં સાથેજ તે છોકરો કયાં હતો તે જાણવાને જાણીને તે એમ હેરત થવા પામ્યો, તે ખચીતજ નહી જાણતે—કેમ જે તે છોકરો ચાલ્યો ચાલ્યો તેના બાપનેજ ઘરે જઇ રેહવાનો તેને તો એ કશોએ ખ્યાલ પણ થતે નહી, પણ ગરીબ બચારા હોપની નેકીજ તેને "આડે આવી!" તે હજી હર મહીને પોતાની માતાને પોતાના પગારમાંથી એક મોટી રકમ પુગાડયો જતો હતો ને કાગળપતરો અવારનવાર ચાલુ લખતો રહી તે તેણીની ને પોતાના વંડેલ ભાઇ બેહનોની ખેર આફીતની ખબર અંતર પુછાવતો હતો. તે અલગ થયો હતો પણ તેમને તદન પડતાં મેલવા કે વીસારી આપવા તેનું કદી મન માન્યું હતું નહી. એ ફરજનું કરજ તેના ઘણા પ્રમાણીક આચારવીચારો વચ્ચે તેણે હર રીતે સર્વોપરી માન્યું, ને એ સંબંધ ચાલુ રહેલો

હોવાને લીધેજ દીક બોલટન કેદથી„છુટવા સાથે એ છોકરાના હાલના વસવાટને લગતું સઘળું પોતાની મોહરદાર મારફતે જાણવા પામ્યો. હોપે તે ઘર આવ્યો તેની ફકત ચાર જ દહાડા આગમચજ પોતે કયાં હતો તે બધું વીગતવારે "ડીઅ-રેસ્ટ"-ને લખ્યું હતું, ને પોતાના હાલના પહેલાજ મોટા પગારમાંથી એક ઘણો મોટો હીસ્સો ફાજલ કરી તેણે એ "ઉપર મોકલી આપ્યો હતો!"

અને તે કરપીણે તો કાનો લેવાનો હતો તેણે કસમ લીધા હતા. આગલાં વરસોમાં જુલ્યને તેને મહાત કર્યો હતો ત્યારેજ તેણે કસમ લીધા હતા. ને એ જાતના કરપીણો પોતાની એવા તુચ્છ કસમની દુષ્ટતા મરતા સુધી ભુલતાજ નથી. તેનો એકજ અરમાન સર જુલ્યન પોતે છતો થઇને પોતાના જનેતા દીકરાને (હોપને) કેદમાં મોકલે એવો એક તાગડો રચવાનો હતો. એજ અરમાનથી તો તેણે હોપને બચગીમાં બચાવ્યો ને ચોરી લાવીને પોતાને આશરે ઉધાર્યો હતો? તે તેને પોતાના જેવો એક ચોર ઉધારવાને બનાવા માંગતો હતો કે જેથી તેનીજ મારફતે પાછલી જીંદગીમાં તે સર જુલ્યનનું ઘર ફડાવે, અને બાપ પોતે પોતાના દીકરાનું પાંખડું પોલીસને સ્વાધીન કરે તો તેનું વેર વલે; પણ હોપે તેની એ કુવાસનાઓ પાર ઉતારવાનાં ચીન્હ કશાં બતા-વ્યાંજ નહી, અને તેની પોતાની "ચમડી"નાં કારણથી તેને ઘર કરતાં ઉપરાસાપરી કેદમાં રહેવાનું એટલું જાસતી નસીબ થયું કે તે એ છોકરાને પોતાની ઉમેદ મુજબ પોતાના ધંધામાં આગલ વધારી કે કેળવીને કંદ કરી શકયો નહી.

અને તોપણ શું થયું? તે હવે તેનો આશરો તજી પોતે

સારાં સરકલમાં ફરતો ને "જેંટલીમેન" થયો હતો તો પણ શું થયું ? તેથી કાંઇ તેના કરપીણ કસમનો અસલ લોભ અટકયો નહીં. તેણે તો હજી કાંઇને કાંઇ ઉંધા ચતાંથી એ કસમ અદા કરવાના હતા.

તે છુપ્યો તેથી, રીચમંડ આવ્યો, ને આવ્યો તે પછી બે ચાર દહાડા રહીને એક બપોરે તેણે હીલ્ડા સાથે હોપને એક રસ્તે જતો જોયો. હીલ્ડાની સાઇકલ જરા બીગડી ગઇ હતી. તેણ઼ીને ચાલવાની કસરતનો પ્યાર હતો તેથી પોતે સાઇ-કલ હાથે ચલાવતી પાંઉ પ્યાદી તે ખાખસુસ એમ નીકલી હતી, ને બાગમાંથી તે તેણે હોપને રસ્તામાં સાથે જરા કંપની થવા તેડી લીધો હતો.

અને હોપને મન તો તે સ્વર્ગ હતું ? તે હાલમાં તો તદન નવરો બાગમાં સેહલ કરતો હતો જ્યારે કે હીલ્ડાએ તેને આવવા ગમતું હોય તો પોતાની સાથે આવવાનું માયાથી ઇજન કર્યું પણ ગમે એ કામમાં હતે ને હીલ્ડા ઇજન કરતે તો તે કામ પડતું મેલીને ઉડી પુડીને તે તેણીની સાથે જવા કબુલ થતે એમ માનવાને વાસતે હવે આપણને સંદેહ કરવા જેવું શું છે ?

તેઓએ દીકને જોયો નહીં. દીકે પોતે તેમને દુર આવતાં જોતાંજ એક પથરની થાપી મારી મુકેલી હતી તેને સાથે સંતાઇ જવાનું ડાહપણ કરયું ને તેઓ વાતચીત કરતાં જ્યાં તે ભરાયો હતો તેની છેક લગોલગમાંથી પસાર થઇ ગયાં. હોપ સાઇકલ પોતાના હાથમાં રાખી ચલાવતો હતો, ને તે બંને કંઇ ખુશાલ વાતચીતમાં ઉતરી ગયલાં ચાલ્યાં ગયાં.

તે લુચ્ચો (ઠીક) છક થયો હોપના દેખાવમાં કાંઇ એવું મોહક ને દબદબા ભરેલું હતું કે તે બધું તે બદમાશે પોતાની ગણત્રી ને તે વકી ઉપરાંતનુંજ જોયું, ને તે જોઇને તે વધતો ડઘાયો. હોપ એટલો જલદી એવો રોબવંતો ને દમામદાર દેખીતો એક ઉંચ તોખમનો ગ્રહસ્થ હોય તેવોજ થશે એમ કદાપી તેણે અદયાપી જાણ્યું કે માન્યું નહી હોય ?

પણ તેથી શું થયું ? તે શું કોઇ કારણ હતું કે તેણે પોતાના કસમપર પાણી ફેરવવું.

તે કીનાના કડવાસથી હસ્યો. હોપ હીલ્ડા વાત કરતો જતો ઉસકેરણીથી એક તાજો ગોલાબ જેવો લાલ થઇ ગયો હતો, ને પેલી, તેની સાથવાલી પોરીની આંખ છક થઇ જાય એવી મનોહરતા નજરે અવતી હતી. તે બંનેની જોડી એક જોવાજોગ પીકચરજ આંખ તળે આવતું હતું, પણ તેથી શું તેણે હારી ખાવી કે હડી જવું જોઇએ ?

મને જરા માહરાં પાટયાં બરાબર બેસાડવા દેઓ, તે લુચ્ચો કડવાસનું હસીને મનથી પટપટયો. 'ને પછી જોઇશું કે આએ બગલાંની પાંખ જેવી પોરી એમજ ધડપર ધડ અને ડોકપર ડોક સાથે એ દુકતાની બાજુમાં ખડી રહે છે કે નહીં !'

——:o:——

## પ્રકરણ ૨૪ મું.

——:o:——

તે ભરાતો છુપાતો તેઓની પુઠેપુઠ ચાલ્યો, અને એક સાઇકલની દુકાનમાં તેઓ થોભ્યાં ત્યારે તેની જરાવાર દુર થોભી ગયો. અલબત તેઓને ત્યાં ઝાઝી વાર લાગી નહીં.

અને પછી તેઓ બહાર નીકળ્યાં તેટલાં જેમ્સની ડોગકારટ ત્યાં આવી લાગી. એવી કોઈ બંદોબસ્તીથીજ તેઓ ઘરથી નીકળ્યાં હોય એમ તરત જણાઇ આવતું હતું, કેમજે હીલ્ડા ને જેમ્સ સાથે કેથે હવે જવાનું હોય ને તે આગમચથી નક્કી હોય એમ હીલ્ડાએ હસીને હોપને ડોકું કીધું અને તે જેમ્સ સાથે ડોગકારટમાં ગઇ, જ્યારે હોપ એકલો વીચારવંત રીચમંડ વીલા તરફ પાછો ફર્યો.

તે (ડીક) પણ તેની પુઠે ગયો તે ખેતરમાં ઉતરી પડયો ને ટુંકે રસ્તે ખાઇ ખાબોચીઆમાંથી વલાણ લઇ ઘણા લાંબા તફાવતપરથી સડક ઉપર પાછો ઉતર્યો એટલે થોડેકવારે રીચમંડ વીલાની નજદીકમાં તે હોપને સામબે આવતો અચબુચ મલી ગયો હોય તેમ મલીને રોકી શકયો.

"જેક, દીકરા જેક" તેણે નીર્દોષતાના દેખાવથી બાજુએ ઉભો રહી ધ્યાનમાંને ધ્યાનમાં ધસારાબંધ જતા તે જવાનને કાંગલોકુંગલો થઇને હાંક માર્યો.

હોપ ચમકીને ઉભો, ને જેવો તેણે એ માહા બુરા ને નાલાયક આસામીને ઘણે વરસે એમ પાછા રૂબરૂ થતો જોયો કે તે તરત ફીકકો પડયો.

"કેમ શું છે ?" તેણે તણકાથી પુછ્યું.

ડીક બોલટને હવે તેને પગથી માથા તુલક ધારી ધારીને જોયો, ને તેની દેખીતી આબાદીથી મનમાં ને મનમાં તે જલી ગયો.

"સારે ઘર ઘુસેલો લાગેછ !" તેણે એમ છતાં બાહેરથી ઠંડો દેખાવ રાખી હસીને કહયું.

"હા," હોપે ગુસ્સાથી કહયું, "ને તેથી તમોને માથું મારતાં મારી પુઠે અત્રે આવેલા જોઇને હું ખુશી નથી."

"બરાબર છે; દુઃખી બાપ સાથ એમજ વાત કરવાની! દીકરાની ફરજ એજ છે." તે હેરમંદે જાસ્તી કાંગલાં કરયાં, અને હોપે જે માબાપ તરફની ફરજમાં ઘણું માનવાવાલો હતો તે એ સાંભળી તુરત ઓશકાયો ને નરમ થયો.

"તમે કેહવા શું માંગોછ?" તેણે એ ઉપરથી થોડી વધતી નરમાશથી પુછયું.

હું કંઇ તું અતરે સુખમાં રહેલો છે તહારૂં સુખ ચુંથીઃ નાંખવા માંગતો નથી, કે તારા બાપ તરીકે જાહેર થવાબી ચાહતો નથી–જો તું મારૂં માને ને એક કહયાગરાને તાબેદાર દીકરા માફક મારૂં કહયું કરીને દાનાઇથી વરતે તો."

"હા, પણ કહો તો ખરા?"

"હવે હું આએ ચોરી ચખારીના ધંધા ને જેલખાના-ઓથી તદન કંટાળી ગીયોછ," તે લુચ્ચાએ કહયું; "હવે તો બાકીની જીંદગી તું મદદ કરે તો સખે બેસીને ખાવુંછ, તેથી મારૂં કેહવું જે તું આવે મોટે ઘેર ઘુસ્યો છે ત્યારે તો તું ચાહશે તો એક ઝટકે તે વાતમાં મને મદદ કરી શકશે?"

"પણ બતાવો તો ખરા–કીયે રસ્તે?" અવાજ નરમ કરી નાંખી કહયું "કાંઇ હીરાની જણસ કે મોતીની કીંમતી વસ્તુ કે પછી નહી તો ટેબલપરનું રૂપાકામ–તું સમજયોની?"

"હા, કે તે હું ચોરી કરીને તમોને આપું ને પુગાડું એમજ કેની?"

એમજ; પછી તુને મારે કોઇ જંજાળમાં નાંખવો નથી ને મારેબી પડવું નથી," તેણે આશાવંત કહયું. "તું મારૂં

નામ પડતું મુકી નવે નામે આએ તરફ રહેલો છે તે બધું હું જાણુંછ, પણ મારે તુને જરાબી જાહેર કરવો કે ઉંધાડો પાડવો નથી. બસ તું ઘરડા બાપનું એ એક વખતનું કહેણ કર અને—"

"તમારે લજવાઇને મરવું જોઇએ," હોપે ડોળા કકડાવી કહ્યું, ને જો આંખમાં વીજળી હોય તો તે વીજળીને ઝટકે તેને જખેહ કરી નાંખે એટલો બધો તે ગુસ્સાથી ઉશ્કેરાયો.

"તમારા જેવા એક મહા પાપી માણસ મારા બાપ છે એ હું મારી મોટામાં મોટી કમનસીબી માની લેઉંછ. કાલું કરો તમારૂં. ચાલ્યા જાઓ તમારે રસ્તે!"

વારૂં તું નહી ચોરી કરે તો બરજાહનમ, પણ જરા મને મદદબી તો કરશે કેની?" તે બજીદ થયો. "તું તો રાત્રે મોડેવેર વાંચતો હોશે તો સુવા જતી વખતે મહેલની એક બારી કે બારણું અમો દાખલ થઇ શકયે તેમ જરા ખુલ્લું મુકવા જેવું-ખીલા અલડરાપ ખસાડી રાખવા જેટલુંબી કરશે કે નહીં?"

"હું કશુંજ કરવાનો નથી," હોપે ગુસ્સાથી જમીનપર પગ થોકીને કહ્યું, ને તેવામાં રસ્તાની વલાણપરથી કોઇ આવતું હોય તેવો અવાજ સાંભળી ઉતાવળથી વધાર્યું, કોઇ આવેછ, આએ રસ્તે આવનારાં મહેલને લગતાંજ હોઇ શકે તમે જાઓછ કે નહી? તમારી સાથ કોઇબી મને વાત કરતો જોશે તો વેહમાશે ને નાહકમાં મારી ખરાબી થશે."

અને પગલાં ખરેખર વાગતાં સાંભળી દીક બોલ્ટન પાસેની ઝાડીપરથી થઇને ખેતરમાં કુદી ગયો કે તેજ પલે હીલ્ડાં વલાંણુ લઇને ત્યાં આવતી જણાઇ તેણે હોપને ઉભેલો

ને પેલાને કોઇને તેણીને આવતી જોઇ ઝાડી કુદીને ઓઠાંમાં ભરાઇ જતો આબાદ જોયો ખરો, પણ તે તરત સમજી નહી, ને બોલી નહીં. તે જરા અજબ થઇ.

હોપ પણ અજબ થયો. તે જેમ્સ સાથ ગયલી એટલી જલદી એમ એકલી પાછી કયાંથી ને કાંય આવી તે કંઇ તેને સમજાયું નહી, તે પોતાની સાઇકલ પણ સાથે પાછી લેતીજ આવી હતી.

"હું સાઇકલ લેતીજ આવી" તેણે હોપની નજદીક આવતાં કહયું. "કાંઇ ઘણું નુકસાન આપણે ધારયું તેમ નહીં થયલું પંકચર તો પડયુંજ નથી. જરા વાલ્વ બગડેલો હતો તે એક ઘડીમાં પેલાએ દુરસ્ત કરી આપ્યો."—અને હોપને પોતાની સાથે મહેલમાં આવવા જેવી કશી હીલચાલ કરતો નહીં જોઇ તે સહેજ ડોકું કરી હસતી હસતી આગળ વધી.

હોપ તો ફગલાઇજ ગયો હતો. નહી અપરાધીનો અપરાધી તે આવા એક જોડે વાત કરતો પકડાતે તેથીબી આ તો બુરૂં થયું કે પેલાને સંતાઇ જતાં તેણીએ બરાબર જોયો, ને તેથી તે ગરીબ જવાનને ઘણુંજ વસમું લાગ્યું. તે તો હીલ્ડા એટલી જલદી પાછી કેમ એકલી ચાલતી આવી શકી તે પુછીબી નહી શકયો કે ન તો સાઇકલના સંબંધમાં તે નાજનીને પોતે કરેલા ખુલાસાના જવાબમાં તે કાંઇ બોલી શકયો તે તો ફીકકું જેવું ઉભો ઉભો હસ્યાજ કીધું ને હીલ્ડા એ તેના ગભરાટ માટે પણ મનથી જરા અજબ થતી આગળ વધી.

પણ વળી પાછું ખોટુંજ થયું, તેણીને પુરતી આગળ વધી જવા દીધા વના લુચ્છો ઠીક કુદીને પાછો હોપ ઉભો

હતો ત્યાં આવ્યો, ને અનાયસે તેજ વખતે હીલ્ડાએ પાછું ફરીને જોયું, એટલે આ કંઇ દેખીતો સડેલો મામલો જોતાં તે છોકરી ખરેખર કચવાઇ, તેને હમણા હમણા હોપ ખુદા જાણે કેમ જઅઅૂરા વધતો ગમવા લાગ્યો હતો, અને તેની કંપનીમાં તેને મજાહ આવતી હતી, બેશક તે કાંઇ તેની પંક્તીનો નહીજ હતો પણ મુરબ્બીગીરીની માયાથી કહો કે ગમે તેમ પણ તે વધતી ભેળાતી હતી. તે અંધ્યામમાં આ કોઇ ચીંદડેહાલ કે દેખીતા લોફર જેવા સાથની તેની છુપીછાની મીલાકાતને નહાસભાગની અદાનું વાતચીત કરવાનું તે નાજનીનને ગમ્યું નહીં.

હવે એ પછી તેજ રાતરે જમવા પછી હીલ્ડા લોર્ડ લેસ્ટર સાથે બાગમાં ઉતરી. રાત ફીકી ચંદનીની હતી, ને હવા જરા ગરમ હતી.

તેઓ—લોર્ડ લેસ્ટર ને હીલ્ડા વાત કરતાં ટેનટલસ આઉંડસ મુકીને બાહેર દરવાજા સુધી ગયાં તેવામાં સાઇડે ઝાડોની ઓથે એક કાળા આકારને ભરાતો છુપાતો ડોકયાં કરતો તેઓ બેઉએ જોયો, ને તે કોઇ ધરફાડુ હોવાનો લેસ્ટરને તરતજ ભય થયો. તેનો પોશાક ચીંદડેહાલ ને કંગાલ હતો, ને અરધું મોઢું ઢંકાઇ જાય તેવી માથે એક મોટી ઝુંપડાં જેવી મોટી કાન્યા ટોપી હતી.

લોર્ડ લેસ્ટર હીંમતવાન જવાન હતો. તે એકદમ આગળ ધસી ગયો, ને પેલાને ગલચીમાંથી પકડયો.

હીલ્ડા, અલબત, લગોલગ સાથેજ હતી, ને તેણીએ તે ફીકકી ચંદનીમાં તે આસાગીને તરત જોઇને ઓળખ્યો. તેણીએ કાંઇક ગભરાટ સમેત જોયું કે સહવારે હોપ ભરાતો

છુપાનો રસ્તામાં મલ્યો હતો તેજ આ આદમી હતો, ને તેણીએ ત્યારે પોતાના મનને ફકરમંદ પુછ્યું કે તે અત્યારે–આવી મોડી રાતરે વળી અહીં શું કરવા ધકેલા ખાતો આવ્યો હશે ?

——:o:——

## પ્રકરણ ૨૫ મું.

—:o:—

"કોણ છેરે તું ?" લોર્ડ લેસ્ટરે તેને ગલચીમાંથી પકડીને એક મોડી રોશનીવાળાં ફાણસના ઉજાસમાં ખેંચી લાવતાં થથરાવી નાખનારા સ્હાદે પુછ્યું.

"હું તો–હું તો અત્રે મારા દોસ્ત મી૦ હોપને જરા જરૂરી કામે મળવા આવ્યો હતો," લુચ્ચા દીક બોલટને તરત પાટવાં ગોઠવ્યાં.

"હોપ તારા જેવા એક લોફરનો દોસ્ત ?" લોર્ડ લેસ્ટરે લગભગ કમકમાટથી પોકાર્યું.

"હોપ !" હવે હીલ્ડાએ તેને વધારે નજીકથી જોઇને કહયું, ને જોતાં સાથે વધારે ખાત્રીપુર્વક ઓળખીને વધાર્યું, "તેવણને તું બપોરે તો મળ્યોતો, તે વળી એટલાવારમાં પાછું મળવાનું શું હતું ?"

દીક નફ્તાઇથી હસ્યો. "અરે અમારા અમારા ધંધાના કામ એટલી વાતમાં થઇ જતાં હોશે !" તેણે પાક બેહયાઇથી કહયું.

"ત્યારે તું જાણેછ હીલ્ડા, એ લોક બપોરે બી મળ્યા

હતા ખરા?" લોર્ડ લેસ્ટરે મોટી તાજુબીમાં પુછ્યું, અને હીલ્ડા મનથી ઘણી ખસ્યાણી પડી. લોર્ડ લેસ્ટર ગરીબ હોપનો મુદદદ હતો તે આ કાગનો વાઘ કર્યા વના રહેનાર નથી એમ તેણીને તરત લાગ્યું, ને તેથી પોતે ઉશકેરણી વચ્ચે એ આસામીનો ખ્યાલ રાખ્યા વના જે બોલી ગઇ તે માટે તે મનથી ખરે મને દીલગીર થઇ.

"બોલની, હીલ્ડા, બપોરેબી તે એ લોકને મળતાં ને વાત કરતાં જોયાતા?" પેલાને ગળાં આગળથી હજી પકડેલો રાખીને લોર્ડ લેસ્ટરે અધીરાઇથી પાછું પુછ્યું.

"હા હું ધારૂંછ જે તે વખતે એ મી૦ હોપ પાસે કંઇ ભીખ માગતો હતો," તે ચતુરીએ સમો સમાલી જવાબ કર્યો.

"અરે ભીખ શાની?" દીક બોલટન બજીદ થયો, "મેં કહયુંની જે અમે તો પુરાણા દોસ્તો છઇએ? આજે એ અહીં માસ્તર થઇને આયોછ તો શું થયું?–અસલમાં તે અમો એકજ છઇએ!"

લોર્ડ લેસ્ટરે કમકમાટથી હોય તેમ તેને મુકી દીધો, ને આ ખુલાસા પછી તેને ત્યાંથી ચાલ્યો જવા હુકમ આપ્યો એટલે દીક બોલટન ત્યારે હસ્તો હસ્તો ત્યાંથી ચાલ્યો ગયો.

"કોઇ દેખીતો લોફર અને ચોર છે," તેના જવા પછી તે જવાન ઉમરાવે ઘણા તીખાસથી કહયું, "ને એવાનો એ પોરયો દોસ્ત? સર જુલ્યનને આપુને એકદમ ચેતાવવા જોઇશે. મને તો પહેલાથીજ લાગતુંતું કે એ માસ્તર કોઇ સારો માણુસ છેજ નહી. એ શગો થાયછ તો શું થયું–કોઇ દેખીતો લોફરજ છે!"

"ખચીતજ નહી," હીલ્ડાએ ગુસ્સાથી ને જુસ્સાથી

કહ્યું; "લોર્ડ લેસ્ટર, કોઇ ગરીબ આસામીને એ રીતે હીણુતાં તમારે શરમાવું જોઇએ, ને જો એ, બીચારાની વીરૂદ્ધ સર જુલ્યનના જરાબી તમો કાન ભરશો તો—"

"હા, તો?"

"તો તમો મોટા હીચકારા કહેવાશો," તે દીલસોઝ છોકરીએ તે મુફલીસ બેકસની પાક હીમાયતમાં તે માલો-તુજાર ઉમરાવનો સરોપરો રાખવા વના એકદમ રોકડું પરખાવ્યું.

લોર્ડ લેસ્ટરે અંધારામાં ગુસ્સાથી હોઠ કરડ્યો.

"તમે એવા એક ભભારભુંજાની હીમાયતમાં મને અપમાન કરવા હંમેશ તઇયાર થઇ જાઓછ, મીસ રોઝવાર," તેણે ગુસ્સાથી કહ્યું, "પણ હું સર જુલ્યનનો પહરોણો છઉં તેને ત્યાંનું નીમક ખાઉંછ, ને આએ તેનું ઘેર લુટવાનો એક દેખીતો શરમભરેલો ટાગરો રચાએછ તે જોવા ને જાણવા છતાં જો હું ચુપ રહું તો મારા જેવો નીમકહરામ ને હેમક આખી દુનીયામાં બીજો મળવો મુશકેલ છે તમે શું એમ ધારોછ કે એનો મળત્યો ને મસલત્યો આએ ઘેરમાંજ મોજુદ છે તે વાતની મને તમારા તરફની જામીનગીરી નહીં મળી હોતે તો એ લુચ્ચાને હું મારા હાથમાંથી છુટો મુકી એમ આસાનીથી જતો મેલતે? હું તો તેજ ઘડીએ એને સર જુલ્યન આગળ ઘસડી જતે, પણ મેં કે–" જોયું કે પેલો ઘેરમાં મોજુદ છે ત્યારે એનાં કરતાં તેની ગલચી ભચડવી તેજ વધારે બેહેતર થશે, ને તેથી એને મેં જતો મુકયો. મારે તમોને ખુલાસામાં એટલુંજ કેહવું છે, મીસ રોઝવાર

"કંઇબી કેહતાંજ ના." હીલ્ડાએ ઘણા મોટા ને વધતા

ગુસ્સાથી માથું ફફડાવી કહયું, મારે હવે તમારો કાંઇ બી ખુલાસો કે તમારા તરફનું કાંઇબી જયાદા સાંભળવું નથી–" અને તે છનકો કરીને તુરત બંગલામાં ચાલી ગઇ.

લોર્ડ લેસ્ટર તેની પુંઠે ગયો નહી. તે થોડોકવાર હતો ત્યાંજ થોભ્યો, ને પછી હોપને હીલડા માટે એથી જબાનનું કાંઇ બબડી ભડભડી તે ખારનો મારેલો પાધરો સર જુલ્યનને જઇને મળ્યો.

સર જુલ્યનને તેણે બધુ કહયું તે વીચારવંત અદાઓથી ચુપચુપ સાંભળ્યુ.

"મને લાગેછ કે તમારી ભુલ નથી," સર જુલ્યન તેની અજાયબી વચ્ચે તુરત તેને એકમત થયો; "એ પોરયાની હીલચાલો શક કરવા જેવીજ મને જરા જરા પાછળથી લાગીચ ખરી; પણ હાલ તમે એ વાતજ ખાઇ જજો, જાણે કંઇ બન્યું કે જાણ્યુંજ નહી હોય તેમ વરતજો; હું મારી તેહકીકમાં રેહવશ."

"તે તો જેવો તમારો હુકમ, સર જુલ્યન, પણ મારી ખાત્રી છે કે ચુપ રેહવામાં જોખમ ઘણો છે," લોર્ડ લેસ્ટરે જાસ્તી ભરાવી આપ્યું; "મને તો લાગેછ કે આપરે ખચ્ચીત લુટાઇ જઉશું.

"આપરે આપરી હુશીયારીમાં રહીશું," સર જુલ્યને ધીરજ મનાવી; "હું જેઓને ચોકસી આપવી છે તેઓને મોઘમમાં પુરતી ચોકસીની તાકીદ આપશ, ને તેજ બસ થશે. તમે કંઇબી જાણોછ એમ કોઇને જાણવા દેતા ના. હોપને તો તદનજ નકી. બને તો હીલડાને બી અજાણીજ રાખજો.

તમે મારી આગળ વાત કરી ચુકયાછે એ વાતનો સણુસારો બી તેને કાને જવા દેવો જોઇતો નથી."

"તે કેમ"

"ગરીબો તરફ માયાળુ થવાના એના હેતવંતા વીચારોમાં એ છોકરી બાજે વખત ઘણી ભુલ કરવા જેવી હદ સુધી દોરવઇને ખેંચઇ જાએછે," સર જુલ્યને લગાર કરાળીથી કહયું, "હું એ પોરયાને અમારા પોતાના સંબંધમાં ખોલાસો કરીને નહી કેહવા ચાહતો તો તે સાંભળવા મેળે એણે કશું બધું ફુંકી મારેલું છે! વળી લેડી રીચમંડથી બી આપુને ઘણાજ ચેતીને ચાલવાનું છે. તે એ પોરયાના ભલામાં એટલી બેવકુફ હદ સુધી ઉશકેરાઇ રહેલી છે કે એવી કોઇ વાત મરતાં માનવાની નથી, ને નકકી સાંબો ઘરમાં ફેસાદ ને ફીતનો થશે. આપુને તો એ બાંગરોને હવે ખુદ ચોરી કરતાં ખરડાયલા હાથો સાથેજ ઝીલી લેવા જોઇશે, ને ત્યારેજ બધા જાનશે!"

લેસ્ટર પોતે પણ અજબ થયો. હીલડાની પખીન તે તો આ બેરોનેટને પણ હોપની હીમાયતમાંજ વધતું ઓછું બોલતો સાંભળવાની વકીથી આએ તરફ આવ્યો હતો, અને તેથી તેણે જયારે તેને એ પોરયાની વીરૂધ્ધ જોયો ત્યારે તેના પેટમાં ટાઢક પડવા છતાં તે મનથી ઘણો અજબ થયો.

"કદાપી આપણી ભુલ બી હોય," તે ચીબો થયો, "કદાપી આપરે એ છોકરાને કંઇ વેર ઇનસાફ બી કરતા હોઇએ?"

"હું કાચે પાયે કામ લેતો નથી," સર જુલ્યને ફીકકું હસીને કહયું. "હું હુલ્લડ કે ઉતાવળો નથી, પણ હાલ

થોડુંક થયું મને એ પોરયાની હીલચાલને વાસતે શક પડીજ ચુકયોછ, તું વાત પેટમાં રાખી શકશે ?"

"બેશક; એવું તે શું છે ?"

"પોલીસ તરફથી મને બાતમી મળીછ કે એ પોરયાનો બાપ એક પુરાણો ને ડામીજ ચોર છે, ને પોલીસને સંદેહ છે કે એ પોરયો તે બાપનો મળતો છે," સર જુલ્યને સમજાવ્યું "હમણાજ તે કેદથી છુટો થયોછ, ને છુટો થયા પછી તરત આએ તરફજ આવીને થોભેલો છે, ને એને મળતો ભેટતો રહેલો છે."

"પણ એ છોકરો તો અત્રે મી૦ બ્લેકની ભલામણથી આવેલો છેજી ?"

"હા, પણ ફ્રોડ કે ફોરજરી હોય તો ? સર જુલ્યને ડહાપણ ડોળ્યું. "મેં તલ્લાસ કરાવી તો બ્લેક તો પોતાને વતન ગયો છે, ને એડરેસ કોઇ જાણતું નથી. એ બધુ મને મજબુત શકમંદ કરેછ."

"ખરેખર ત્યારે તો શકમંદ થવા જોગજ વાત છે," લેસ્ટરે વધતી ચીંગારી મેલી. "મામલો ત્યારે તો મારા ધારવા કરતાં બી ઘણો વધારે ગંભીર છે."

"તેની ચીંતા નથી; આપણે તેને પુગશું," સર જુલ્યને કહયું. "તું ફકત કોઇ આગળ તુરત વેળા કંઇજ બોલતો ના ને હુશીયારીમાં રેહજે. આપણે એ બદમાશોને ફાવવા દઇશું નહીં."

--:o:--

# પ્રકરણ ૨૬ મું.

—:૦:—

વખત મધરાતનો હતો, ને હોપ ભર ઉંઘમાંથી કાંઇ ખખડાટ થવાથી ચમકીને જાગી ઉઠયો.

તે ઉઠીને બેઠો. તેની છાતી ધડક ધડક થતી હતી એ ડાઇનીંગ રૂમ તરફ શી ગરબડ હતી ?

તે નીરાંતથી આજે ઉંઘયોજ ન હતો, કમીના દીક બોલટનને તે બપોરે મળવા પછીથી તેના જીવને જરા જપ ન હતી. તે બીહીતોજ હતો કે તે નાલાયક "બાપ" પોતાના તેવાજ કોઇ બદમાસ ગોઠયા કે સાથીઓ સાથ જરૂર આએ તરફ જલદીજ હુમલો લાવવાનો ! અને તે ખ્યાલમાં હોવાના પરીણામથી હોય કે કેમ પણ એટલું તો ખરૂં કે તેણે બાજુ માનાં ડાઇનીંગ હોલમાં અચશુચ કાંઇ ગરબડ સાંભળીને તે ચમકી ઉઠયો.

તેણે કાન કરીને સાંભળ્યું.

ના—આ કાંઇ તેના મનનો ખ્યાલી ધખારો ન હતો તેણે વગર શકે તે તરફ ગરબડ સાંભળી—ચોરોની સંભાળ ભરી જાતની ગરબડ અને તે કુદકો મારી ઉઠયો ને બીછાણા માંથી બાહેર આવ્યો.

તેણે આંગપર એક ઓવરકોટ નાંખી લીધો, ને હાથમાં પીસ્તોલ લઇ તે ધીમેથી બારણું ઉંઘાડી બાહેર પડયો. દીક બોલટન સાથની મીલાકાત પછી આવી કોઇ રાતની આફ્તની આગાહી માટે ચેતેલો ને બીહાયેલો રહી તેણે જરૂર પડે તો ભપકી કરવાના એરાદાથી તેને તેજ દહાડે મજકુર પીસ્તોલ ખરીદી લીધી હતી.

બાહેર ચાલમાં ચીકારૂં અંધારૂં હતું. બધા ઓરડાંઓનાં બારણાં બંધ હતાં. આખું ઘર નીંદ્રાવશ થયલું હતું, ને શમસાન જેવી શાંતી ને ઉંડી ચુપકી વચ્ચે તે ગમે એવાં સમાલીને કદમ ઉઠાવતો હતો છતાં તેના પગલાં એક ચોકકસ જાતના સનસારાનો અવાજ કર્યા વના રેહતાં ન હતાં.

તે આગળ વધ્યો.

ડાઇનીંગ રૂમ આગળ આવી લાગતાં તેણે પોતાની સઘળી ખુરી ફીકરો ખરી પડેલી જોઇ તેણે તે બારણાના અંધારા ઓથામાં છુપાઇને માંજણું જોયું, અંદર ફકત ચોર ફાનસની એક બતીથી કામ લેવાતું હતું, ને લુચ્ચો બોલટન તેના એક ગુરા સાથી સંગાથે તે મોટા મહેલમાંથી ચોરેલાં રૂપાકામ ને સોનાકામની કીમતી જણસોનો ઢગ વાળેલો એક મોટા કોથળામાં ઉતારતો અતી ઘણો રોકાણમાં પડેલો હતો!

તે અંદર ધસી ગયો, તે અંદર ધસી ગયો, ને છેક તે નાલાયક "બાપ"નાં મસ્તકમાં એ રીવોલવર ખોસી દીધી ત્યાં સુધી તો તે માંહેલાં એક બી ખુરાને તેમનું એ પાપભર્યું કર્તવ્ય પકડાઇ આવેલું હોવાનો ભય થયો ન હતો; અને તે ભય થતાં દીકનો પેલો હીચકારો સાથી તો એટલો તરખાયો કે સઘળું ત્યાંજ પડતું મેલી ટોપી લઇ બાજુમાંની બારી કુદાવી એકદમ એક લેહજામાં તીર થઇ ગયો.

બોલટન, પરંતુ એ ધસી આવનાર જેક હતો એમ જોતાં નફટાઇથી દાંત કાઢવા લાગ્યો.

"એકદમ અત્રેથી કાળું કરો," હાંપે ધીમે સહાદે તકાજો કર્યો.

"એ કહાં દમ કસવા આયો, પોર્યા!"_દીક તુચ્છકાર

કર્યો. "તારી જાત ઓલાદ ભુલીજ જાયછ શું? ચાલ મુંગો મુંગો આએ કોથળો ઉંચકીને બારી આગળ લઇ જવા મને હાથ આપ."

"તમે એક કાલી કગરસબી અહીંથી ઉંચકીને સાથે લેઇ જવાની પેરવી કરો ને હું સોહોર કરી બધાંને જગાડશ," હોપે ઠરાવથી કહ્યું.

"અને તું તારા પોતાના બાપને પકડાવી જેલમાં મોકલશે–એમ?"

"હા, તમે જેલમાંજ ભલા," હોપે કડવાસથી કહ્યું. "તમારા જેવા માટે છુટાપણું એક શ્રાપ છે."

"ચાલ, ચાલ, હવે ઘણો ડાહ્યો ના થા," તે લુચ્છાએ વાત હજી હસવામાં કાઢી નાખવાની પેરવી કરતાં કહ્યું; "જોઇએ તો મને હાથ લાગ, ને નહી તો પાછો ગુપચુપ જઇને ઘોંટાઇ જા. હું મારૂં ફોડી લેવશ."

"મેં કહ્યુંની જે હું તમોને અતરેથી એક કાલી કગરસબી નહીં લઇ જ્વા દેવશ?"

"સબબ?"

"સબબ કે હું સર જુલ્યનનું નીમક ખાઉંછ." હોપે દમામથી સમજાવ્યું, "સર જુલ્યન પોતે ને આએ ઘેરનાં નાધલાં મોટાં સરવે એટલાં ભલાં ને મારાપર એટલાં મહેરબાન છે કે છતો થઇને તેઓને લુટવા હું કદીબી તમને રજા આપી શકું નહીં. ને ખાતરી રાખજે કે તે લોક છે એટલાં મારાપર મહેરબાન નહીબી હોતે તોબી હું તે લોકોનું નીમક ખાઉંચ તેટલા વાસ્તેબી તમોને એમજ રોકતે ને અટકાવતે; પણ હવે એ ખોટાં ટાહેલાંમાં વખત જાટેછ, કાઇબી જાગી

ઉડશે ને આવી લાગશે. બોલો શું કહોછ? અહીંથી ચાલતી પકડવીછ કે નહીં?

"ને નહીં તો?"

"નહી તો હું અબઘડી સાહાદ મારીને સર જુલ્યનને ને આખાં ઘરને જગાડી મુકશ," હોપે પાછું કહયું.

"ને તું બચવાનો છે કે? તું પછીથી અહીં ઠરી શકવાનો છે કે?" તે બદમાશે કપટથી કહયું: "પેલા એક ડોસાનુ ગજીઆ ખીસું કાતરીને સોનાનું ઘડીઆળ તફડાવી લાગ્યો હતો તે યાદ છેની?"

હોપ માથાના ટાળક સુધી લજવાઇને લાલ થયો.

"હું તારાં ભલામાં છેઉ'" તે લુચ્ચા એ પાછું કહયું. "બસ તું તારે ગુપચુપ અતરેથી ચાલ્યો જા ને તું ના કહેછ તો હું તુંને નહી શતાવશ. મને આએ બોન્ને બારી આગળ લઇ જવાને હાથબી ના આપ. હું તુંને મારી ચોરીમાં ભાગીદાર બનાવવા ચાહતોજ નથી. હું મારે મારૂં ફોડી લેવશ, હવે તો બસ? વળી હું કસમ ખાઉંછ કે ફરી કદી હું આએ તરફ આવશ કે તને સતાવશ નહીં."

હોપે અધીરી અદાથી જમીનપર પગ ઠોકયો.

"તમે તમારી ને મારી બેઉની ખરાબી કરશો," તેણે ગુસ્સાથી બખાલ્યું "હું તમોને કહી ચુકોચ કે હું તમોને અતરેથી એક તણુખલુંબી લઇ જવા દેવાનો નથી. ને જો તમો બજીદજ થશો તો કોઇબી બોગે-"

તે એક અજબ જેવો દેખાવ હતો. ચોરેલો ને જમા કરેલો તમામ અસબાબ ત્યાં બાજુમાંની ટેબલપર ઢગલો કરી મુકેલો હતો, જે માંહેલો કેટલોક કોથળામાં ભરેલો હતો, જે

દીકના પગ આગળનું ચોર ફાનસ એકજ સાઇડને રોશન બનાવી આસપાસના અંધારાંને અંધારાં કરતાં પણ વધારે બીહીક લાગે તેવું કદરબીહામણું કરતું હતું.

વળી એક બાજુ લુચ્ચો દીક હતો, ને તેની પાસે હાથમાં રીવોલ્વર સાથે હોપ તકાજો કરતો ઉભો હતો.

પણ એ શું થયું ? હોપ તો પહેલી એકાદ પળ કાંઇ સમજ્યોબી નહી, હોપ ઉપલું બોલતો હતો તેજ દરમ્યાન તે અધુરે છટકી ગયો. કેમજે તેનો "બાપ" દીક બોલટન એકદમ એક ઝટકે કુદકો મારી પેલીજ બારીથી જેમ તેનો હમશરીક નાહઠો હતો તેમ શીકારી કુતરાની અદાથી તાબર-તોબ પોબારા કરી ગયો !

હોપની બારણા ભણી પીઠ હતી એટલે તેણે જોયું નહી, કે જયારે બારણા સામું મોહું કરી ઉભેલા દીકે બે આસામીઓને બારણાંના અંધારા ઓથામાંથી અંદર આવતા આબાદ જોયા. તે ત્યારે મોહત ચેતી, સમો સમાલી, એકદમ તે સવેલા નહાઠો ને બચી ગયો.

પરંતુ બીજી પળે ગરીબ હોપને તો તે બે માંહેલા એક આસામીએ અંદર ધસી જઇને ગલચીમાંથી પકડયો.

"કમજાત અમારી માયા મહેરબાનીનો આએ બદલો ?" તે ગળચીમાંથી પકડનારે મોટા દમામવંતા ગુસ્સાથી બખાલ્યું; "આખરે તું તારી જાતપરજ ગયો ને તેં આગળ રહીને મારૂં ઘેર લુટાવ્યું ? આવીજ તારી કેળવણી ? હરામ છે તને !"

અને હોપે મોટા ગભરાટમાં જોયું કે તે એ રીતે અંદર ધસી આવનાર ને તેને ગલચીમાંથી પકડી આ રવેસે સખતમાં સખત તાણાજાણીથી ગુંગલાવનાર કોઇજ નહી પણ સર

જુલ્યન પોતે હતો !! તેની સાથે આવનાર, અલબત, પેલો તેનો પોતાનો "હેટનો કટકો" લોર્ડ લેસ્ટર હતો.

હોપ ગભરાયો ને ફગલાયો. તે થથરી ગયો, ને તોતરો બોબરો થયો.

—:o:—

## પ્રકરણ ૨૭ સું.

—:o:—

ગરીબ હોપ તોતરો બોબરો થયો તે ગભરાઇ અને ફગલાઇ ગયો તે કે જેણે સર જુલ્યનને લુટાતા બચાવા આટલી હદ સુધી તનપર ખેડયું હતું તેનાપર ખુદ સર જુલ્યને, તેને ગળચીમાંથી પકડી, પોતાને લુટવાનો આરોપ લાગુ કર્યો ત્યારે તે ગરીબ છોકરાની દુઃખ દેહેસ્ત અને ગભરાટથી ગોયા જબાંજ ખેંચાઇ ગઇ ને વાચા ગુમ થઇ ગઇ.

પણ તેને તરતજ પછી સ્વમાનનું ભાન થયું, અને ત્યારે આ કીસમે પોતાને અપમાન થવાથી ઘણું દુઃખ પામતાં તે છોકરાએ મગરૂરીથી સર ઉપર ખેંચી પુછ્યું, "આપ સાહેબ શું મને ચોર ઠરાવોછ?"

"તું ચોર ને તારો બાપ ચોર!" સર જુલ્યને ઘણા ગુસ્સાથી બખાલ્યું "વળી તું નામુકર જવાની હજી સરકશી કરેછ, આએ રીતે તને લગોલગ ખરડાયલા હાથો સાથે અમોએ પકડવા છતાં? મોટી શરમની વાત છે! કેહે-બોલ, હમણાં અહીંથી અમોને અત્રે આવતા જોઇ આએ બારીએથી કુદી ગયો તે કોણ કમજાત હતો? તે પેલો તારો ડામીજ બાપજ હતો કે કોઇ બીજો?"

"તે હું તમો સાહેબને કેહવા સારૂ ના પાડું છ." હોપ ઉસ્કેરાઇને ગુસ્સાથી હવે માથું ફેરવી કહયું. "હું એટલુંજ કેહું છ કે મારો જાન જતે તો બલાસર પણ તમારે ત્યાંની એક કાલી કગરસની બી હું અતરેથી ચોરી થઇ જવા દેતે નહી."

સર જુલ્યન તુચ્છકારનું હસ્યો.

"તું મને નહી કેહશે કે તે કોણ હતો તો પોલીશને તો સો સલામ કરીને કેહશે?" તેણે કહયું; 'ચાલ મારી સાથે પોલીસ આવે તાંહાં તક મારે તુને અતરેજ પહરેજ કરવો જોઇશે."

"મને કાંઇ વાંધો નથી," હોપે તાબેદારીથી કહયું-ને તે તરત તેની પુઠે ચાલ્યો.

"લેસ્ટર," સર જુલ્યને જતાં જતાં જરા થોભીને તે જવાનને કહયું, "મહેરબાની કરી ચંગ વગાડો ને બટલરને જગાડો; તેને કહો કે આએ બધું સોના ને ચાંદી કામ ગણી મોછને પાછું હાલું સ્વાધીન લે ને કાંઇ ઘટતું કે ઓછું થતું હોય તો તાબડતોબ મને ખબર આપે."—અને હોપ તરફ ફરીને—ચાલરે!"

તેણે એ પછી હોપને લઇ જઇને સામન ભરવાનાં બંધ્યાર ગોડાઉનમાં બંધ કીધો, ને પોતાને હાથે તેનાં બાહેરનાં એકપુરાં બારણાંને તાળું મારી ચાવી પાતાને સ્વાધીન લીધી.—ચંડાળ દીક બોલટન! તે મહાપાપીની માહ પાપી ઉમીદ એ રીતે અહીં સુધી તો ફલીભુત થઇ કે બાપે ખુદ પોતાના બેટાને ચોરજાણ્યો ને પોતે પોતાને હાથે તેના ઉપર કેદખાનાંના અલડરાપ ચહડાવ્યા!!

બીજી સહવારે તો આખાં ઘરમાંજ માંત્ર નહીં પણ આખાં ગામમાં રાતરે સર જુલ્યનના મહેલમાં ધાડ પડવાનો સહરાગતી હોકારો થઇ રહ્યો. જણે જણને મોંહને જણ વાત જારી થઇ. લોકને કાંઇ પુછવું પડે? એક તેલખું જગાડવા તેમને કાંઇ બાંહનું મલવાનીજ ખોટી હોય છે. તેઓએ એકના ચાર કરયા, જરા વારમાં તો સહરાગતી રીપોર્ટથી આખું રીચમંડ ભભરી નીકળ્યું.

અલબત ચોરીનાં હેકાણમાં હોપનુંજ નામ છચોક બોલાતું રહ્યું, તે માસ્તર થઇને દગાથી એ તરફ નોકરીનાં નીમીતથી આવેલો "સોહામણો જવાન" કોઇ ચોરનો છોકરો હતો, ને પોતાના બાપને તેના દોજખી મલત્યાઓ સાથે તાગડો રચીને સર જુલ્યનનું ઘર લુટતાં ઝીલાઇ ગયો એ પોકાર ઘરે ઘર ચાલુ થઇ ગયો.

મગર બીજી સહવારે સુંદર હીલ્ડા સર જુલ્યનને સોહોધતી મલવા આવી. તેના હોથ ફીકકા થયલા હતા ને અસહ્ય લાગણીઓ હેઠળ દીસતી રીતે ધ્રુજતા હતા તે ગરીબ ભલી છોડી પેલા મુફલીસ માસ્તર માટે જોરાવર દયાની લાગણી ધરાવી અતી ઘણી ઉસ્કેરાઇ ગઇ હતી. તેણીએ એ ચોરીમાં હોપ શામીલ હોવાનું સાંભળતાં સાથે માથું ફફડાવી તે વાત માનવા મોટા તુંબડારને શાંત વીવેકથી ના પાડી હતી.

સર જુલ્યન વીચારવંત અદાઓએ અદબ વાલી, સગડી આગલ તાપણું કરતો ડરાઇંગમાં તે વખતે ઉભો હતો, અને હીલ્ડા તેને જોતાં સાથે સીધી તેના કને ચાલી ગઇ.

"ઓ સર જુલ્યન, શું તમે પોતેબી ખરેખર મી૰

હોપને તકસીરવાર ધારોછ ?" તેણીએ નીર્દોશ કાકલુદી સાથે તદન દયામણો અવાજ કરી પુછ્યું.

"મારી વાહલી દીકરી, તું એ વાતની વચમાં ના બોલ ! તું નહીં સમજે," સર જુલ્યને માયાથી જવાબ કર્યો.

"પણ તે બનેજ નહીં; હું એ માનુંજ નહીં," તે બજીદ થઇ. "આવો અસીલ આવો દેખીતો ઉમરાવ જવાંન એવું નીચ કામ કરેજ કેમ ?"

સર જુલ્યન હસ્યો.

"તું જાણેછ, છોકરી, એ કીયા ઉમરાવનો બેટો છે તે ?" તેણે હસીને કહયું, 'એ એક ડામીજ ચોરનોજ જણેતો દીકરો છે !

'હોયબી–તોબી એ પોતે તો ગ્રહસ્થ છે ? એ તો ચોર નથી ? ઓ, બાપનાં પાપનો બોજ તેનાં નીર્દોષ બચ્ચાંપર શું કરવા ઉતરવો જોઇએ ?"

"તું ચેરી છોકરી થઇ ગેઇછ," સર જુલ્યને નરમાસ ભર્યા ઠપકાથી કહયું, "તુને શું એ પોર્યા સાથ નીસપત છે ? તું કાંઇ અમથી બલાપાથી અરધી થતી હોશે ?

"ઓ ભલા સર જુલ્યન, તમે આવા નરમ દીલના ને હંમેશના ભલા છેઓ, ને કેમ એ બેહુંદી વાત માની શકોચ ? કાંએ તમે ગરીબ છોકરાને કેદમાં મોકલવા તઇયાર થઇ ગીયાછ ?" તેણીએ તકરાર ઉઠાવી.

"પણ તું ત્યારે કહેવા શું માંગેછ, હીરડા ?"

"કે એને છોડી મુકો."

"સબબ ?"

"એ ચોર હોયજ નહીં ! એ ચોર છેજ નહીં !"

"ને એમ માનવાના? તારી પાસ પુરાવા શું છે? તું શાપરથી એમ માને છે?

"એની મનોવરૂતી એને સાથની વાતચીતમાં મેં ઘણી જોયલી છે, ને તે પરથી હું ખાત્રીપુર્વક માનુંછ ને જાણુંછ કે એવું ગલીચ કામ એ ગરીબ છોકરો કદી કરેજ નહીં."

સર જુલ્યને ખભાં ચઢાવ્યાં.

"એમ મનોવરૂતી પરથી ચોર પારખીને સજા કરવા કે છોડી મુકવા સરકાર જો તુંને ન્યાયધીસ ઠરાવે, બુચીમાય તો આખી દુન્યાના ચોરો પોતાના ઇનસાફ તારી પાસેંજ લાવવાની અરજી આપે," સર જુલ્યને કહ્યું,–ને અહીં કોઇ સર જુલ્યનનો એ રીમાક સાંભળી થું દઇને મોટેથી હસ્યું એટલે હીલ્ડાએ સ્વભાવીક તાજુબીમાં માથું ફેરવી જોયું તો તે પેલો કપટી લોર્ડ લેસ્ટર હતો!

જેમ્સબી એક પાસે એક ટેબલ આગળ ઉભેલો તેના બાપ જોડેની હીલ્ડાની ઉપલી ટપાટપી સંભળાવતો હતો, પણ તેના આંખમાં દયા વંચાતી હતી, જયારે મતલબ્યો લેસ્ટરનીજ આંખમાં કીનોને કીનાએ મેળવેલી ફતેહ વાંચી લઇ શકાતી હતી.

તે ઘણી પશેમાન થઇ! તે માથાના ટાલક સુધી લાલ થઇ. એક એવા જવાનના બચાવને હીમાયતમાં તે ખાનદાની અબળા લડવા ત્રકળી પડી હતી તેની રખે કોઇ બુરી મતલબ ઉઠાડે તે તેણીની પવીત્ર લાગણીઓને માટે કાંઇ અપજસ્યું. માની લીએ તે ફીકરથી તે ભલી બાળા બીહીધી.

તેણીને તે દહાડે નાસ્તો જરા થઇને ભાવ્યો નહીં. બધાં

તેની સાથે ગુસ્સે થયાં, ને એમ "સેન્ટીમેન્ટલ" થવા માટે તેને હસવા લાગ્યાં, પણ તે ખાઇ શકી નહીં.

તેજ નહીં–એક બીજું આસામી પણ એક બુકલો વટીક નાસ્તાની ટેબલપર ગળે ઉતારી શક્યું નહીં, તે વાંચનારને કહેવાની અગત રહેતી નથી કે તે લેડી જુલ્યન હતી. તેણી આ માઠા સમાચાર સાંભળીને હબતી ગઇ હતી, ને "હોયજ નહીં" ને "બનેજ નહીં"ની મજબુત બેશ લઇ બેઠી હતી,

તે પણ ખાઇ શકી નહીં સર જુલ્યનને ગુસ્સાથી ડોળા ઘુરકતો જોઇ તેણીએ તેને ધાકે ખાવાની કોશેશ કરી ખરી, પણ તે નવાલો તેનાં મોઢાંમાં ઘુચો વળ્યો, તે ગળામાંથી હેઠે ઉતરી શકયો નહીં, કે જયારે તે માતા પોતે પોતાને એ લાગણીની અસરને કારણ સમજાવવાને કેવળ અશકત હતી!!

——:o:——

## પ્રકરણ ૨૮ મું.

—:o:—

તે દહાડો "રીચમંડ વીલાનો" મેહેલ માટે ઘણો કંગાળ પુરવાર થયો. સરને લેડી જુલ્યનનું કરચલું–રીચમંડ વીલાનો વારસ ઘુમ થયો હતો તે દહાડાના જેવોજ બધાંને તે અજબ જેવી કીસમે એક સીહા શોકાતુર ને અકારો દહાડો લાગ્યો.

હોપને સુક્કું પાકકું ખાવાનું તેના કેદના ઓરડામાં સર જુલ્યનના હુકમથી મોકલવામાં આવ્યું, પણ કશાંને આંગળીબી લગાડવા તેણે સાફ ના કહી.

પોલીસ હજી આવી ન હતી ને એ દેરીનો બાએસ બધાં સમજી શકતાં ન હતાં. સર જુલ્યન પોતે હીલ્ડા જોડેની તે સહવારની વાતચીત પછી વધતો ઉદાસ, વધતો ચુપ, વધતો ખીજવાયલો થઇ ગયો હતો. તે બધો વખત પોતાની લાયબ્રેરી રૂમમાં બારણું બંધ કરીને ભરાઇ રહયો, ને ફકત લેસ્ટરને કાંઇ લાંબી મસલત વાસ્તે પોત્તાની કને બોલાવીને તે તેના જોડે ઘણો વખત સુધી કોઇ વાતચીતમાં રોકાઇ રહયો.

છેક બપોરે એક શખ્શ સર જુલ્યનને પુછતો મલવા આવ્યો. તેણે પોતાનું નામ ઘણી હીંમત સાથે ને દમામથી મી• રીગઉડ કરીને આપ્યું.

બટલરને આ માણુસ, કોઇ કંગાળ દેખાવના રખડેલ જેવો, ગમ્યો નહી, ને પોતાના શેઠ આગળ તેનું નામ લઇ જતાં તે જરા ખંચાયો; પણ પેલાએ ઘરવટના કાંઇ એવા તો દેખાવથી પોતાનું એ નામ આપ્યું કે તે તેને અંદર લઇ જવા વગર ચાલ્યુંજ નહી. ને તેને મોટા ડાઇંગ રૂમમાં બેસાડીને સર જુલ્યનને તેનું નામ લઇ સોહોધતો ગયો.

સર જુલ્યન તે હતો ત્યાં આવ્યો. તે ગંભીર ને ગુસ્સામાં હતો.

"કોણને પુછોછ !" તેને બેસવા કહયા વગર, તે બેરોનેટે પોતે પણ બેસ્યા વના, દમામથી પુછ્યું.

"તમોને."

"તમે કોણ છેઓ !"

"મી• રીગઉંડ."

"શું કહેવા માંગોછ !"

"હું ગઇ રાતરે તમારે ત્યાં એક કીમતભરી ચોરીની કોશેશ થઇ તે સંબંધમાં થોડોક ખુલાસો કરવા માંગું છ," પેલાએ કહયું. "જે છોકરો ચોરીમાં પકડાયો છે તે–"

"જરા સબર," સર જુલ્યને કહયું: "તેને લગતી વાત છે ત્યારે તો હું તેની રૂબરૂજ સાંભળીશ."–અને ચંગ વગાડતાં જે નોકર આવ્યા તેને હુકમ આપ્યો, "પોલીસને કહે કે જરા હોપને આએ તરફ લઇ આવે.

અને એ રીતે હોપને તેડવા આદમી ગયું ને સર જુલ્યન અને રીગઉડ એકમેકને ટીકતા જરાવાર ચુપ હતા તેટલાં એ સાહુકાર રીગઉડ સાથે આપણે પેહલાં વાંચનારાંઓની ઓળખાણ કરાવી લઇએ. તે વાંચનારને અજાણ્યો નથી. તે કોઇજ નહી પણ નેક નામદાર પેલો દીક બોલ્ટન હતો. તે ચોકી કરતો એ તરફ થોભ્યો હતો, ને હવે હોપને લઈ જવા પોલીસ આવી હતી તે તક જોઇ ફટકો મારવા ને પોતાનાં ગલીચ વેરના સપ્યારાની મોજ ભોગવી લેવા હાલમાં અતરે પ્રસંગોપાત હાજર થયો હતો.

અને તેવામાં હોપને તેઓ હતા ત્યાં લાવવામાં આવ્યો કેવોક જોખમભર્યો આરોપી હોય તેમ તેના બંને હાથ પર અકેક પોલીસ કોનસ્ટેબલ ચાલતો હતો !

પણ વળી તે એકલોજ ન આવ્યો. જેમ્સ અને લેસ્ટર પણ એ શી નવી ગરબડ હતી તે જોવા પુઠે ધસડાઇ આવ્યા, અને–વધારામાં–ભલી હીલ્ડા પણ.

પણ તે સર જુલ્યનને ગમ્યું નહી. તે ગુસ્સે થયો. આ છોકરીએ, છોકરીની જાત થઇને, એટલાં માથાં શું કામ મારવાં જોઇએ !

"મીસ રોઝવાર, આએ દુઃખભરેલી બાબદમાં તમારી હાજરી–" તે બેરોનેટ કેહવા ગયો.

"મને માફ કરો સર જુલ્યન, અને એક મેહેરબાની તરીકે મને હાજર રહેવા દેઓ," તે દયાની દેવીએ દુખી દેમાગે માથું ફેરવી માંગી લીધું "હું ફકત મારી હાજરીની મુંગી દીલસોજીથી ગરીબ મી૦ હોપને સમજાવા ને તે જાહેર કરવા માંગું છું કે ગમે તે થતાં હું પોતે તો તેવણને તદન બેગુનાહ માનુછ–પછી પોલીસ ને બીજાં બધાં ગમે તે ધારે ને માને! હું એવણને અપરાધી કદીબી માની શકવાનીજ નથી."

હોપે એ સાંભળતાં તરત ઉંચી નજર કરી તેના ભણી જોયું તે ચેહરામાં લાલ થઇ ગયો, અને તેની આંખમાં હેસાનના દરયાવો ઉભાતા સ્પષ્ટ દેખાતા હતા આ છોકરી હતી કે ફીરેસ્તો! તે વગર શકે એક અશોઇની મુરતી–એક ફીરેસ્તોજ હતી!

સર જુલ્યન વટીક તેણીના એ ઘણા હીંમતવાન જવાબથી હેરત અને છક થયો, અને તેણીની સાથે વધારે તકરાર ન કરતાં તે હવે એકદમ પાછો પેલા લુચ્છા ભણી ફર્યો. "હવે તમોને ત્યારે આએ છોકરા વીશે જે કાંઇ મને કહેવું હોય તે પોલીસની અને એ પોરયાની પોતાની રૂબરૂ કેહી સંભળાવો," તેણે હુકમ આપ્યો.

"ત્યારે મારે એટલુંજ કહેવું છે," તે હડહડતા બદમાસે જરાબી ખંચાયા વગર સચ્ચાઇના ભારથી કહયું, "કે ગઇ રાતની ચોરીમાં મારો હાથ ને શામીલગીરી હતી એ વાત તદન ખરી છે, પણ અમોને લલચાવનાર અને ઘરમાં

દાખલ કરનાર એ પોરચો પોતેજ છે. ભલે પોલીસ જોઇએ તો મને બી ગીરફતાર કરે."

અલબત પોલીસે એ ભલાં કામમાં ઢીલ કરી નહીં. તે બે પોલીસમેનમાંના એકે જઇને તાબરતોબ તેનાં ખભાંપર હાથ મેલ્યો, ને તે કપટી બદમાશ જયારે એવડી મોજની નફટાઇથી હસ્યો. હોપ બીચારો, કશું બોલ્યો નહીં અને ખામોશ ઉભો.

"પણ ગ્રહસ્થો હું જો એમ મારો અપરાધ કબુલ કરીને આએ છોકરા સાથે જેલમાં જવા તઇયાર થયોછ તો તે કાંઇ મતલબ વગર કરતો નથી!" તેણે આગલ કહયું.

"શું મતલબ છે તહારી?" સર જુલ્યને નેણ જમાવી પુછયું. "તેં અત્યાર સુધી જે કહયું છે તેમાં અમારે વાસ્તે નવું કંઇજ નથી. અમો સઉ સારી રીતે જાણયેછ કે તમો બેઉ મલત્યાઓ છેઓ, ને આએ તહારોજ છોકરો છે."

"ને તેજ તો મજાહ છે, સર જુલ્યન!" દીક બોલટને સાંભળીને કંપારી છુટે તેજ કીસમે હસીને કહયું. એ મારો દીકરો છેજ નહીં. ખરેખર તો સર જુલ્યન બેરોનેટ એ **તમારો પોતાનો** જણેતો દીકરો છે!"

"હેં" સર જુલ્યન શીવાય બધાંએ એકજ દમમાં સાથે પુકાર્યું.

"તમો બધાં એ લુચ્છાના બહેકાવાથી બની જાઓ તો ભલે," તે બેરોનેટે મોટા તુચ્છકારથી કહયું, "પણ મને એ ધુતી કે છેતરી શકવાનો નથી! આએ પોરયામાં મારા કુટુંબનું કાંઇક મળતાપણું હોવાની જે ફુઝુલ ગડબડ મારે

તાહાં ચાલી રેહી હતી તેનો લાભ લઇ બધાં એ મસે આસાન છટકી જવાના આએ પેનરા છે તે હું દીવાપેરે ખુલ્લું જોઇ શકું છ."

"ધીરે, સર જુલ્યન, ધીર!" લુચ્છા દીકે ગમ્મત પામીને કહયું. એટલા ઉતાવલા થઇ જે તે બકી ના જાઓ. હું કસમપુર્વક કેહુંચ કે આએ તમારો પોતાનો બેટો ને રીચમંડ વીલાના મહેલનો ખરો વારેશ છે."

"તે તો નદીમાં ડુબીને મરી ગયો," સર જુલ્યને હજી તુમાખથી ટકકર ઝીલી; તે મરી ગયો ત્યારે છેક દુધમળ બાળક હતો."

"અને તેજ આએ છોકરો છે," બોલટન હજી બજીદ થયો; "તે ડુબી ગયોજ નથી. તેને ડુબાડવા હું નદીપર લઇ ગયો હતો એ વાત ખરી છે, પણ તેને ડુબાડવાને બદલે મેં મારે ઘેર લઇ જઇ ઉધારયો ને પાલ્યો."

"ને તેની પુરવારી?"

"આએ તે વખતનો એના આંગપરનો ફરાક અને તમારાં ઘડીઆળનો છેડો!–" અને એમ કહેતાં તેણે એક પારસલ છોડી તે વસ્તુઓ બતાબી, જે જોતાં સાથ સર જુલ્યનની છાતી બેસી ગઇ.

બધાં થસજ થઇ ગયાં. યા પરવરદેગાર ત્યારે શું એવા ખાનદાની બાપનો બેટો એક ચોર? ત્યારે શું સર જુલ્યન આગળ રહીને પોતે પોતાના જણેતા બેટાનેજ જેલ ખાનામાં હડસેલી આપતો હતો? ગજબ થયો!



# પ્રકરણ ૨૯ મું.

—:૦:—

બધાં દંગ થઇ ગયાં. લોર્ડ લેસ્ટર વધીક ઝંખવાણો પડયો. હીલ્ડાના નેકીભરયા અનુમાન જેટલી હદ સુધી ખરાં પડયાં હતાં તે જોઇને તે પોરયો દંગ થઇ ગયો ને પોતે તેની વીરૂધ મત આપી તથા કાન લઇને કેટલી હદ સુધી કાચું કાપેલું જોઇ તે મોટો પશચાતાપ કરી ખરા દીલથી પશેમાન થયો.

સર જુલ્યન બહુજ દુ:ખ પામ્યો હોય એમ લાગ્યું. તેની પાકજાદ પરણેતર એલસીની પોતાના બચ્ચાંનાં સંબંધની લાગણી તેના પોતાના કરતાં કેટલી વધારે હદ સુધીની તેજ હોવી જોઇએ તે હવેજ તે બેવડી ખાતરીથી જોઇ શકયો, તે સર્વદા એકજ જીદ્દ પકડી બેઠેલી હતી કે 'હું મરશ તે આગમચ મારો ગુમ થયલો બેટો જરૂર મને કોઇ એતેફ્રાકથી મળશે, તે મરી ગીયોજ નથી.'—વળી આ છોકરો આવ્યો ત્યારે ગોયા તેને માર મારીને તેના કને તેના વરે ને લોકોએ અંકે કરાવ્યો કે એ તેનો છોકરો હતોજ નહીં, ને ત્યારે સીર્ફ ફરજયાત તેને મંજુર કરવી પડી, જયારે કે તેણીનું પાક હરદય તો અંદરખાનેથી તેને હરહંમેસ ખાનગીમાં ચીસ પાડી કહેતું હતું કે એ છોકરો તેણીનું પોતાનુંજ લોહી અને ઉસમાં હતો!

સારાં નસીબે તે બાનું આ બધા ખુલાસા થયા ને હોપ રીચમંડ વીલાનો વારસ પુરવાર થયો ત્યારે તે ડાઇનીંગ રૂમમાં હતી નહી તો ઘણોક બીગાડ થતે. હોપને ચોર તરીકે પોલીસ

પકડી જવા આવી તેટલું વટીક તે બાપડી ખમી શકી નહી. તે પણ આ જવાનને નીરદોશ માનતી હતી–ભલી હીલ્ડા જેટલીજ તે પણ ખાતરી પુર્વક હતી, અને તેટલા માટે પોતાના ખાવંદને આ પાછલી જીંદગીમાં જે ગેર ઇનસાફ સુજતો હતો તેથી તે તેના સાર્હે ઘણી• ખફા થઇ. અને ખાનગીમાં તે ગરીબ છોકરા વાસ્તે એકલી એકલા ગમનાં આંસુ રડવા ને તેને ચોકીમાં લઇ જવામાં આવે તે જોવામાંજ નહી આવે તે હેતુથી તે અસીલ અબળા એકદમ પોતાના ઓરડાનાં એકાંત માં બારણાં અંદરથી બંધ કરી બેઠી હતી.

સર જુલ્યન ઘણું દુખ પામ્યો. તે વધતું દુખ એમ પામ્યો કે તેનો જણેતો બેટો પચીસ વરસની એક આખા જમાના જેવી મુદતે પાછો મલ્યો ત્યારે આવા અપ-જશને અપકીરતી વચ્ચે મલ્યો! તે શું તેને તદન ખરાં જીગરથી હજી તક તકસીરવાર માનતો હતો કે એ જવાનને પોતાના ફરજંદ તરીકે સ્વીકાર કરવાને પણ તે જાહેરમાં એ કોસમ લજવાતો અને કમકમતો નજરે આવતો હતો?

"હું હવે માનુંછ કે એ મારો છોકરો છે," પેલા બધા બેતકરાર પુરાવા જોઇ પોતાની સંપુર્ણ રવેસે ખાતરી કીધા બાદ સર જુલ્યને બોલ્ટન ભણી ફરીને કહયું કે જયારે તેના અવાજમાં ઉંડી ગમખારી હતી–"પણ હું સમજી નથી શકતો કે મારો એમ નાસ સોહોધવામાં ને મારાં બચ્ચાંપર એમ જુલમ ગુજારવાને તને શું કારણ મળેલું હોવું જોઇએ?"

"કારણ?" પેલાએ સાંભળતાં બીહીક લાગે તે રવેસે હસીને કહયું; "કારણ યાદ નહી આવતું? યાદ કરો આજ કાલની વાત નથી. થોડાને ઘણા પચીસ વરસની વાત છે કે

જ્યારે તમો ને હું બેઉ જવાન હતા. તમે તો તે વખતે આએ તમારાજ દીકરાની ઉમરના એક છોકરા હતા."

"ખુલાસો કર!" એક કાન્સટેબલે તેને એમ ગોલ ને ગોલ બકવાત કરતો જોઈ ધીરજ ખોહી દઇ પુકાર્યું. બધાંજ તેના જવાબ માટે આતુર થઇ ગયાં હતાં.

"મેં તમોને ત્રેનમાં લુટયા તે વાસતે તમે મને ઓળખીને જેટલી સખત સજા કરાવી હતી તે તમોને યાદ આવી શકેછ?" પેલાએ કાનસ્ટેબલપર જરાબી ધ્યાન આપ્યા વના કહયું "તમે મને ઓળખી આપવા પોલીસ ચોકીપર આવ્યા હતા, અને ત્યારે છુટો થતાં સાથે તમારી ખબર લેવા બલકે તમારાપર કીનો લેવા મેં કસમ લીધા હતા."

"હા–" સર જુલ્યને વરસો બાદ તે દહાડો ને તે વાત પાછી યાદ થતાં તેણે પુકાર્યું.

"અને મેં મારા કસમ અદા કીધા," કમીના બોલટને જારી રાખ્યું. "કેદથી છુટતાં સાથે હું આએ તરફ આવ્યો, ને નસીબે મને ઘણી યારી આપી. એની આયા એને એકલો મુકી એક ઘરડી અબલા સાથે દરવાજાપર ગઇ, કે મેં એને તરત હાથમાં ઉંચકી લીધો. તે વખતે એ ઉંઘાયલો હતો તે વધતું સારૂં થયું; કેમ જે એ રડયો નહી ને એને ઉંચકી જવાનાં મારાં કામમાં મને તેથી વધતી સવળતા મળી ગઇ.

હું એને નદીપર લેઇ ગયો. ખરેખર તો અવલમાં એને નદીમાં ડુબાડી મારી નાંખવાનોજ મારો કસદ હતો, પણ પછીથી અચણુચ મને એક બીજોજ ખ્યાલ થયો; એને ઉંચકી લઇ જઇ મારાજ ધંધામાં નાખવો ને એ જરા મોટો થાય ને એની પાસે તમારૂંજ ઘર ફડાવી તમારેજ હાથે એને

જેલખાને મોકલવો એ મને ઠીક લાગ્યું. એક એવો મીઠો કીનો થઇ પડે કે જેના સુખની હદજ રહી ન શકે; ને તેથી તે અરમાનથી આએ મોટો જોખમ મેં ઉઠાવ્યો. અલબત મારૂં ઘરે રેહવાના કરતાં જેલમાં રહેવાનુંજ વધારે થતું હોવાથી એ વાત બધી ઢીલમાં પડી, ને એ તે દરમ્યાનની વચમાં જો કે શીખી કેલવાઇને કંદ થયો, તો બી આજે આટલે મોડેથી બી મારો તે માનીતો અરમાન બર આવ્યો, ને આહા–હું કેવો ખુશી છેઉં!"

"તું જુઠો છે. તું સદંતર જુઠો છે," હોપે હયાં તેને મારવા ધસવાના ઝનુનથી કહયું. "સર જુલ્યન–પીતાજી હું તદન બેગુન્હા છઉં, હું અત્યાર તુલક એને મારો બાપ જાણતો હતો વાસ્તે એને બચાવી લેવાને ખાતરજ ફરજયાત ચુપ હતો."

સર જુલ્યને હેતની એક બી લાગણી બતાવી નહી.

તે બેવકુફ બેરોનેટ હજી બી પોતાનાં મનથી તેને ચોર માનતો નજરે આવતો હતો અને તેથી તેનાપર તેને એવા સંજોગમાં હેત કશું આવ્યું નહી. જે એક હીણી સરજતથી એવાં હીણ પડયાં લોકોના સહવાસમાં ઉછરેલો ને આખી જીંદગી એ જાતનાં હલકતો વચ્ચે ગુજરી આવેલો તે ચોર નહીં હોય એ વાત તે કેમ માની શકે!

"કમબખ્ત, તેં મારો નાશ કીધો," તેણે હોપપર ધ્યાન આપવા વના બોલટનપર દાંત પીસીને ખરાં દીલની ખફગીથી કહયું, "તારૂં વેર ઘણુંજ જબુન છે. મગર ખેર," તે પોલીસ તરફ ફરીને વધાર્યું, "ગૃહસ્થો, એ છોકરાને મુકી દેઓ. હું વાંક હવે ગોના સામે પ્રેસ કરવા ચાહતો નથી."

"અલબત નહી, હી–હી–હી!" એલ્ટને ઘણી રમુજ પામીને કહયું. "હવે કીએ નાકે પ્રેસ કરો! હવે તો પોલીસને એક મોટી રકમનું ભજન કરીને બી એને છોડાવી મુકશોજ તો! પણ આએ જે થયું છે તેટલીજ બેઇજજતની કંઇ કમ નથી, ને મારૂં વેર પુરેપુરૂં વળ્યું! એવો એક રસ્તેનો રખડેલ, ગટરેગટરની ગલીચીમાં રમીને ઉઘરેલો ને વળી ચોર દીકરો તે આએ રીચમંડ વીલાનો વારસ એ ખ્યાલજ તમોને હંમેશ હરખાવતો રહેશે!"

"પપા." હયાં હોપે પાછું કહયું, "તમોને પપા પુકારવાની મારી નબળાઇ મને માફ કરજો તમે મારાં નીરપરાધીપણામાં મુતલગ માનતા દેખાતા નથી, ને હું તમોને ત્યારે મને દીકરા તરીકે કબુલ રાખવાની નામોશીમાં નાખવા ચાહતો નથી. હું રજા માંગુછ, મને અત્રેથી જવા દેઓ." અને તે ઘણાજ દર્દમંદ દીસે હયાંથી જતો રહેવા પાછો ફર્યો.

હયાં જેમ્સ કુદીને વચ્ચે આવ્યો, ને તેણે પોતાના વડા ભાઇનો હાથ ઘણાજ હેતની મજબુતીથી પોતાના હાથમાં મજબુત પકડી તેને થોભાડયો.

"ઓ પપા, મને માફ કરજો, પણ તમે ઘેલા તો નથી થયા?" તેણે પુકાર્યું; "શું તમો એને જવા દેશો?"

"જેમ્સ, મારા ભાઇ," હોપે લાગણીથી હવે રડી દેતાં કહયું, "મને જવા દે, મને છોડી દે, આએ બેઇજજતી પછી મારૂં અત્રે રેહવાનું નામુનાસેબ છે, મારી હીણી સરજતે વરસોના વરસો મારા જન્મ પછીથી તમોથી અલગ ગુજારવાની મને ફરજ પાડી છે તો હવે જે ગુજરશે ને થશે તેમાં નવું કાંઇજ થવાનું નથી. રીચમંડ વીલાનો વારસ વરસોનો હકદાર તુજ છે, ને તુંજ રહેવો જોઇએ."

"સર જુલ્ય," હવે લોર્ડ લેસ્ટર વચ્ચે પુરાયો, "આએ ઘણુંજ અણઘટતું થાયછ. આએ જવાનને હવે હુંબી ખરાં મને નીર્દોશ માનુંછ. મેં એને શરમભરેલી હદ સુધીના ગેર-ઇનસાફો કીધાછ, ને હું શરમીંદો થઇ એની ને મીસ હીલ્ડાની દરગુજર ચાહુંછ. એ જવા દેવા જેવો દીકરોજ નથી. આવી ગલીચીમાં ઉછરવા છતાં એ એક હીરાની ઝલેહથી સમજતો થતાં સાથે તેઓથા અલગ થયો, ને પોતે શીખી કેળવાઇને પાહવરદો થયો તેજ શું બતાવેછ? એણે પોતાને એક પેહ-લવાન પુરવાર કરી આપ્યોછ ને તમારો ખરો વારસ એજ થવો ને ઠરવો જોઇશે"

હોપપર આથાં ઘણી અસર થઇ, ને અત્યાર તક આ બે જે હરીફો હતા તે તરત દોસ્ત થયા, તેણે (હોપે) તેનો હાથ હેસાનથી દાબ્યો તે આદમી અત્યાર સુધી ઘણો બુરો સમજાતો હતો, પણ તેનાં દીલમાંની પ્રમાણીક લાગણીઓ એકદમ ઉભરી આવતાં તેનો ભલો ખવાસ પાછો પ્રગટ પડયો, ને તેણે તેની અસર હેઠળ આયંદા ગરીબ હોપને જે ઇનસાફ આપ્યો તેથી તે ગરીબ જવાનનાં મનનું એકદમ ને ઘણી મોટી હદ સુધી સમાધાન થયું.



## પ્રકરણ ૩૦ સું.

—:૦:—

બધાની છાતી ભરાઇ આવી. ઘણાં ખરાની આંખમાં આંસુ હતાં. બધાને સર જુલ્યનપર ગુસ્સો આવતો હતો કે તે કેમ એટલો ગેરઇનસાફી ને ઠંડો થઇ શકતો હતો!

"ત્યારે શું તમો બધાંની એવીજ મરજી છે કે મારે એને મારા વારેસ તરીકે કબુલ રાખવો!" તેણે હજી શંકાશીલ પુછ્યું.

"એ તમો પુછીજ કેમ શકોછ, પપા! "જેમ્સે ઘણી સખ્ત લાગણીથી ગુસ્સાની અદાઓએ પુછ્યું, ને હવે લાગણીઓ હાથ ન રહેવાથી તે તરતજ ઘણાં હેત સાથે હોપને બગલગીર થયો, ને તેની ખાંધપર માથું નાંખી ખામોશ રડયો, તેનો વડો ભાઇ–ખરો હકદાર રીચમંડ વીલાનો વારેસ તે ગરીબ બીચારાએ કેટલું બધું ખમ્યું હતું! તે દીલસોજી ને દયાથી દાઝીજ ગયો.

"ઘણી તમારી ભુલ છે, સર જુલ્યન" લોર્ડ લેસ્ટરે સંપુર્ણ ભલમનસાઇથી પાછું કહ્યું. "કોઇબી બાપ મેળવવાને હરખાય ને મગરૂર થાય એવોજ આએ એક દીકરો છે. તમો બી એટલું તો કબુલ કરશો કે રાતે ડાઇનીંગ રૂમમાં ધસી જઇને એ લોકને આપણે પકડવા ગયા ત્યારે એ આએ લુચ્ચા સાથે કાંઇ સખ્ત હોંજાતોજી કરતો હતો. ફકત શું તેજ આપણે સાંભળ્યું નહીં ને સાંભળવા જેટલી ધીરજ આપણે બેવકુફીથી બતાવી શકયા નહી. મને માફ કરજો, હું એટલા જોરથી બોલુંછ તે, પણ તમે અથવા મેં આપણી આખી જીંદગીમાં આવી બેવકુફીભરી ભુલ બીજી કોઇ કરી નહીં હશે. આવા નીચ લુચ્ચાડની સોબતમાં એ છોકરો કેવો બગડી જતે તેનો ખ્યાલ કરો, ને ખરૂં ખાનદાની ખમીર આડે આવવાથી ખરેખર એ કેવો ઉગરયોછ તે તપાસો તમે એને પાછો જવા દઇજ કેમ શકો! હું તો ધારૂંછ જે લેડી

રીચમંડ બધુ સાંભળશે, તો ફકત એ નવી નાઉમીદના ગજબથીજ મરી જશે!"

"એમ! એટલું બધુ!"–અને હવે સર જુલ્યન પહેલીજવાર હસ્યો અને તે બી ખુશ મીજાજનુંજ હસ્યો. તેણે હસીને એક ઝટ્કો મારી હોપને પોતાની ગોદમાં ખેંચી લીધો અને ત્યારે તરત પેલા બીજા ફાજલ પડેલા કોનસ્ટેબલે પેલા મીયાં માણસ–મી૰ દીક બોલટનને સંપુર્ણ રીતે કબજે કરવા પોતાના ગોઠ્યાને મદદ કરી, ને તે ખ્યાલ વટીક કરી શકે તે પેહેલાં તો તેના હાથમાં લોખંડી પેહેરામણીઓ પેહરાવી દીધામાં આવી!!

"મારા દીકરા, બેટા રેકસ, મારી ગોદમાં દબા," તે બાપે અસાધારણ લાગણીથી કહયું, ને હોપ–રેકસ–રીચમંડ વીલાનો વારેસ, એક આખી જાલમ જીંદગીના જમાના પછી ઘણો હેરત થયલો ને હેરત થતો, પહેલીજ વાર પોતાના બેરોનેટ બાપની ગોદમાં દબાયો.

તે એક લાંબું આલીંગન હતું–જાણે સર જુલ્યન તેને મુકવાજ નહીં માંગતો હોય કે રખેને તે પાછો નહાસી જાય! તે ઘણોક વાર તો બોલી બી નહીં શકયો–તેનું હઇયું એટલું ભરાઇ આવ્યું હતું.

"મારા વહાલાઓ," તે પછી તેણે તેને ગોદમાં દાબી રાખી બધાંને કહયું, "આએજ મારો પેહલો હકદાર ને ખરો બેટો છે, ને તે વાત એ આવ્યા પછી તરતજ હું જાણી શકયો હતો. મેં એનું મારા ચેહરા સાથનું અજબ જેવું એક મલતાપણું જોયું ને જોયું મારી ખાત્રી થઇ, ને જયારે એને એક ચોરનો બેટો જાણ્યો ત્યારે પેલા હેરેમંદના વરસોની

વાતપર લેવાયલા કસમ હું પામી ગયો. તેવામાં તો એ બદ-માશ પોતેજ આંએ તરફ આવેલો હોવાની મને બાતમી મળી, એટલે જે પુરાવાઓ સાથે એ મારા વહાલા ફરજંદનો જાહે-રમાં સ્વીકાર કરી શકવા હું તરસતો હતો તે હવે જરૂર પ્રગટ પડશે એમ જાણી મેં ઘણી મુશ્કીલથી થોડીક. વધતી સબર અખત્યાર કરી, અને આયંદા આએ બધુ મારી ગણત્રી મુજબ પાર ઉતરયું છે. મેં પોલીસને સઘળી બાતમી આપી, અને આએ લુચ્ચાનો પ્રપંચ હું પામી ગયલો હોવાથી આવોજ બધો તમાસો થવાની મેં ખાત્રી ધરાવી હતી. વળી હાલમાં મારા એ ગરીબ બેટાને ને બધાને તમોને મેં થોડાક વધતાં કસ્યાં, અને એ કસોટીમાં સઉથી વધતી નમુનેદાર, મારી ખરેખરી મીઠી ને વહાલી બેટી હીલ્ડા, તુંજ પુરવાર થઇ છે. નહી કે બીજાઓ નહી. લાર્ડ લેસ્ટર, આએ મારા દીકરાને વાસ્તેનો તમારો પણ ગુસ્સો ને ઉશકેરણી હું યાદ કરૂં છું ત્યારે એ હકદાર પુરવાર થયા પછીની તમારી એના લાભની દીલસોજી અને લડત મન અજબ કરે છે, ને તે તમારા પારટ પર ખરેખર હું ઘણી માનભરી માની લઉં છું. એ તમારૂ બી ઘણું ચોખું ન નીષ્કલંક દીલ બતાવે છે, ને તેજ કીસમે મારા વહાલા બેટા જેમ્સે પણ પોતાનાં ઉંચ બીન-સ્વાર્થીપણાની મને ઘણી દાલેર પુરવારી આપી છે, પણ આએ ટીણકીએ તો મારાં મતથી હદજ કીધી છે—" અને વળી તેણે હીલ્ડાને બતાવી—"એ મારી સાથ જે વખતો વખત મરઇ ગઇ છે તે જો તમો જોતે તો બધાં છક થતે હમણાં અહીં રહેવા મેં એને ના કહયું ત્યારેજ એણે કેવો છણકો કીધો! બેટી હીલ્ડા, આવ મારી પાસે!"

પણ હીલ્ડા આવે શાની? જેના ભલામાં તેને ગરીબ લાઇલાજ મુફલીસ જાણી'તે આટલી કાળજી ધરાવતી થઇ હતી. જે છોકરો તેને તેની દેખીતી નીચી પંકતી છતાં આટલી હદ સુધી ગમી ગયો હતો તે આખર કરોડપતી સર જુલ્યનનો બેટો ને રીચમંડ વાલાનો વારસ પુરવાર થવાથી તેણીની એ શક અને ગભરાટનો પારજ ન રહ્યો. તે નીચેથી હવે ઉપર જોઇ શકી–તે જે એક વાધણની દીલેરીથી તેના તરફ "પ્લીડ" કરતી પોલીસની પુઠે આ ઓરડામાં ધસી આવી હતી!

હોપે તેના ભણી જોયું–તે હાલમાં ઓશકથી એટલી લાલ થઇ હતી કે તે મનોહરતાના દર્શાવને એની એ હદ વનાની ખુબસુરતી વચ્ચે જોવુંજ એક મોજ હતી. તેણે હવે વધતા વીશ્વાસ, વધતી ઉમેદ ને મુસ્તકીમ હીમતથીજ તેના ભણી જોયું, ને પછી એકદમ હીંમત કરી તે તેની પાસે ધસી ગયો ને તેણે કોઇનીબી રજા વંદી પુછયા વગર તેને પોતાની ગોદમાં લીધી, ને તેના કપાલપર વેરવાર વીખરાઇ પડેલાં દીલપસંદ ઝુલફાં એક હાથની અછાતથી ઉંચાં કરી તે કપાલ પર એક બોકો લીધો.

તેણીએ નીચેજ જોયા કીધું. ઉંચું તો તે જોઇજ ન શકી!

જેમ્સબી ઘણોજ સાચાં હેતથી પોતાના વડા ભાઇને બગલગીર થયો, ને લેસ્ટરને તેણે ઘણા વહાલથી ચાંપીને શેકહેન્ડ કરી–મગર લેસ્ટર, ગરીબ બીચારો ફીકકો નજરે આવ્યો. તેની પાછળથી એ જવાન માટે ઉભરી આવેલી પ્રમાણીક દીલસોજી જરાબી હઠી ગઇ ન હતી, પણ એ મામલો બધો એમ ઉલટાઇ જવાને લીધે હવે હીલ્ડા કે જેના

પર અત્યાર તક તે મરવાવાળો હતો તે તેના હાથમાંથી સરી જવાનો તેણે ગમ ને ખેદ થયો, ને તે ફીક્કો પડયો.

પેલાનું-કમજાત દીક બોલટનનુ-તો એ બધું જોતાં કોહીજ ગયું. તેણે ધાર્યું શું ને થયું શું! અને બધાં રેક-શને ભેટતાં ને પેટમાં ચાંપતાં હતાં તેથી તેમજ જે ખુલાસા પર ખુલાસા રજુ થયા તેથી તેનું એવું પાપાને પલેશર થઇ ગયું કે જો હાથ છુટા હોતે તો ખીસામાંની રીવોલવરે તે હળુબી કોઇ પણ જોખમે હોપને કે સર જુલ્યનને જરૂર આ જરૂર જાનથી મારતે! તેણે કીનાના દાંત કચકચાવ્યા; પણ તે તેમજ બધાં જાણતાં હતાં કે હવે તે સઘળું નીરર્થક હતું. હવેની તેની સજા જન્મ દેશનીકાલનીજ થવાની નકકી સંભવતી હતી, એટલે તેના શીહા સુરત રીચમંડ વીલાના સુખની સપાટી પરથી સદાની નાબુદ થનાર હતી, ને તેનાથી હવે ડરવાની કોઇને કશી જરૂર કે ફીકર ન હતી, એટલા માટે સર જુલ્યન તરફથી એસારો મળતાં પોલીસ તેને પોતાની મજબુત બાથની બગલગીરી વચ્ચે જબરાથી ત્યાંથી ઘસડી ગઇ અને આ મહેલના સંબંધની તે દોજખોની શીહા કાર-કીરદી પર ત્યાંથી છેવટનો પરદો ઉતર્યો.



## પ્રકરણ ૩૧ સું.

—:૦:—

બધાં સુખી થયાં. સર્વનાં સુખની સીમાજ ન હતી. હીલ્ડા તો, આપણે આગળ વાંચ્યું તેમ, નીચેથી ઉપર જોઇજ ન શકતી હતી—તે નાજનીન કે જેણે નાદાંપ બોલાઇમાં એક

કહેવાતા નાવારીસ મુફલીસના હકની લડતમાં ગોયા પોતાની પાક ઇજત વટીક વગર મુલે અરધી વેચી નાંખી હતી!!

અને એમ છતાં, જે એ મોટાં સુખના સમાચારથી સઉથી વધતું સુખી થવું જોઇએ તે—રેકસ (હોપ)ની માતા લેડી રીચમંડ—તો હજી એ પરમ સુખથી નાવાકેફ પોતાનાં ઓરડાનાં એકાંતમાં એકલી ઝુરપાચ વચ્ચે ઝુરયાજ કરતી હતી, અને તેને એ વધાઇ—નજદીક ૨૫ વરસ તકની કસોટી પર કસાઇ કસાઇને એ કુળવાન માબાપનો કુળદીપક બેટો ઘરે પાછો ફરેલો હોવાના સુખી સમાચાર કહેવા જવાનું સર જુલ્યને પોતેજ પોતાને માથે રાખ્યું.

તે એક મુશકીલ કારજ હતું. બાજે વખત જેમ અચ- બુચ સાંભળવામાં આવતાં મોટાં દુખનો માથો સમાચાર જીવલેણ પુરવાર થવા જેવી હદ સુધીના જાલીમ ને કાતીલ થઇ શકે છે, તેમજ વળી સુખના સમાચારનો ઓચીંતો હુમલો પણ તેટલોજ ખાનાખરાબીકર્તા થઇ પડવાનું અનુભવસીધ પુરવાર થઇ ચુકેલું છે, અને તેથી સર જુલ્યન બીહતો બીહતો તે ઓરડામાંથી પોતાની પ્રીય પરણેતરને મલીને ઘણી સંભા-ળથી એ વાતથી આગાહ કરવા થકી તે ઓરડામાંથી બાહેર પડયો.

હવે, તેથી, તેની પુઠે હીલ્ડા બી ત્યાંથી બાહેર જતી રેહવાનું કરતી હતી. જેમ્સ અને લોર્ડ લેસ્ટર એ અજબ જેવા ને તદન નહી વકી રાખેલા બનાવોનાં સુખથી છક થયલા ને સંતોષ પામતા વાત કરતા બીજે બારણે બાહર પડયા હતા, ને હીલ્ડા સર જુલ્યનની પુંઠે, તેની, નહાસવા માંગતી હતી. એક નહી સમજી શકાય એવી લાગણીથી તેની

છાતી હવે ધડકધડક થતી હતી, ને તે કે જે તેને મુફલીસ જાણી અત્યાર તક એક દીલેર શેરણીનાં બળથી તેના લાભમાં લડી હતી તે હવે તેનાં મોંહ સામું જોવાની વટીક હીંમત કર્યા વના નીચી નજરે ત્યાંથી પોબાર થઇ જવાનું કરતી હતી, કે જયારે રેકસે પાછળથી ધસી જઇ પુકાર્યું, "મીસ રોઝવાર, હીલ્ડા,"—અને બીજીજ પળે તો તેનો હાથ તે નહાની નાજુક પતલી લચલચતી ને વલ ખાતી કમર આસપાસ વીંટલાયલો હતો!

જયારે કે કોઇ મારી હીમાવતમાં નહીં હતું," તે જવાને ખરાં દીલનાં હેત ને જોસથી કહયું," ત્યારે, હીલ્ડા ડારલીંગ, અજબ જેવી અગમબુદ્ધીથી તેં એક પાસ્બાન ફીરેસ્તાની પાક અદાથી મારો બચાવ ને રાહનુમાઇ કરવામાં કોઇ બાકી રાખી નહીં, ને એવી નેકીનું હેસાંન અદા કરવાને વાસ્તે મારી પાસે શબ્દોજ પુરતા નથી, ડીઅરેસ્ટ."

"હું એ સુખી છેવટને વાસ્તે ઘણુંજ ખરાં દીલથી ખુશી છેઉં, મી૰ રીચમંડ," તેણીએ મુશકીલથી સાંભળી શકાય તેમ, જવાબમાં કાંઇબી કહેવુંજ જોઇએ એમ જોઇ ફરજયાત જવાબ કર્યો.

"હું હવે તારે વાસ્તે 'મી૰ રીચમંડ' નથી, હીલડા ડારલીંગ," રેકસે હસીને કહયું "હું આએ મુજબ તારી મીઠી મોહબત ને સાચ્ચા પ્યારનાં દાવાદાર તરીકે એકદમ હીમતથી ધસારો લાઉંછ, કેમજે હું જાણુંછ કે તું વહાલી મને આએ મારાં આજનાં મોટાં સુખ પછી કશીજ રીતે નામુરાદ થવા દેનાર નથી. હીલ્ડા, વહાલી હીલ્ડા, તું જાણેછ કે મેં તુંને સ્કુલના મેળાવડામાં પહેલી જોઇ તે નસીબવાન પલથી આજ

તક અણુહદ ને એક અતી દીલાવર ફીદાગીરીથી હું સદા તને ચાહતો ને છુપ્યો પુંજતો રહેલો છઉં! વહાલી, તે દરમ્યાનથી આજ તક એ મારાં મોટાં સુખનો સ્વપ્નો કદીબી ખરો આવવાનું માનવા જોગી મેં કશીજ હીંમત કરી કે ઉમીદ ધરાવી ન હતી. આપણા બે વચ્ચેના દરજ્જામાં એવો બેહેસ્ત દોજખ જેવો તફાવત ડોળા ધુરકતો ઉભો હતો કે એવી બેહુંદી મુરાદ દીલે વસાવાની મારી હેમાકત વાસ્તે હું હમેશ પોતાને લખો કદુવા ચાહતો હતો; પણ પાક ખુદા તેની દયામાં ખાલી નથી, ને તે સીધ્ધાંત મારા બાબમાં અજબ જેવી હદ સુધી ખરૂં આવ્યુંછ તો કેહે મને તું મને કબુલ રાખવા જેવી મેહેરબાન થશે! તું મને કબુલ થશે!"

"મી૦ રેકસ," હીલ્ડાએ લાગણીઓથી ધુજતા હોઠોથી જેમ તેમ જવાબ કર્યો, "હાલ મને એ વીશે કંઇજ ના પુછો હાલ તો મને જવા દેઓ. હાલ તો તમારે તમારાં મેહેરબાન માતાની ગોદમાં દબાવાનોજ ખ્યાલ કરવો સજાવાર છે"—અને એ ઉતાવલા ને ઉડાવનારા જવાબ સાથે તેની અરધી ગોદમાં ફસેલી તે માહબુબ જોરથી છુટકારો મેળવી ત્યાંથી નહાસવાનું કરતી હતી, પણ રેકસે તેના બંને હાથો મજબુત પકડી લઇ તેને પાછી રોકી.

"ફકત એકજ પલ હીલ્ડા," તેણે મીનતજારીથી માગી લીધું. "મને એટલું તો હીંમત આપવા ને સબ્યારો મેલવવા કહેવાની દયા કર કે તું કોઇને આએ આગમચ ત્હારૂં દીલ આપી કે પ્રોમીસ થઇ ચુકી નથી!"

"બચ્ચીતજ નહીં," હીલ્ડાએ પ્રમાણીકપણાંના જોશથી કહયું, અને રોખસારો ઓશકથી હદ વીનાના ગુલાબ્યા બનેલાં

લઇને તે મધુરી, જોરથી તે બંને હાથો છટકાવી, એક બીહી-ઘેલી હરણીની અદા સાથે ત્યાંથી એકદમ ન્હાઠી!

જેક–હોપ–(અને હજી વધારે ખરી રીતે બોલ્યે તો) રેકસ એકલો પડયો. તેણે હવે શું કરવું ને કેમ આગળ કામ લેવું તેનાં ગંભીર વમાસણુમાં તે એકાદ પળ ત્યાંજ એકલો ઉભો, પણ તે એકલો પડેજ શાંનો! બીજીજ પળે તો બાજુ-માની ચાલમાંથી ઉતાવલે તે તરફ દોડી આવતાં કોઇ ફુલ જેવાં નરમ ને નાજુક પગલાં સંભળાયાં, ને રેકસ ખ્યાલ વટીક કરી શકે તે આગમચ તો તેની ચાહતી માદરની મોહ-ગતવંતી મજબુત ગોદમાં તે બેઠો, પચીસ વરસના એક આફ્ત જેવા જુલમી અંતર ને વીયોગ પછી પાછો બગલ-ગીર થઇ પડયો.

તે ધસીને આવી. તે ધસીને આવી ને તેનાં ગલાં આસ પાસ પોતાના હાથ નાંખી તેના હોઠ અને ગાલ અને ગરદન ચુંમીઓથી તે માતાએ ભરી નાંખ્યાં. તેને મન તો તે હજી જાણે એક દુધમલ બાળકજ હતો–તે પહેલું દુધમલ બાળક કે જે ચોરાઇ જતાં સુધી તેની છાતીનું દુધ પી ઉછર્યો હતો, ને જે પેહલ્લાં બચ્ચાં તરીકે તેને છેક અસાધારણ હદ સુધી સદા પ્રિય હતો. તે લાડકો તેનો ઘણોજ માનીતો હતો. ને તેને વાસ્તેની બધી હકીકત પોતાના ખાવંદ મારફતે જાણુતા સાથે જે હેતનો જુસ્સો તે ચાહતી માવીતરનાં પાક તનબદ-નમાં ઉભરી આવ્યો હતો તેનું બ્યાન કરવુંજ બેજા છે.

"મારા દીકરા, મારાં બચ્ચાં," તે આંસુઓ વચ્ચેથી પટપટી, "મારી તો ખાત્રીજ હતી કે મારાં મરવા આગમચ હું તુંને પાછી મલશ ને જોવશ ને પેટમાં ચાંપશ. વળી મેં

તો તુંને જોયો ને જોયોજ ઓળખ્યો હતો કેમકે તારામાં ત્હારા બાપનીજ બધી સુરત છપાયલી છે. ઓ ખુદા, મારા ખુદા—તેં શું શું સંકટો વેઠયાં ને કેવાં દલદરો વચ્ચેથી તારો રસ્તો કાહડી કાહડીને તું કેમ ને કેવી જેહમતે નેકીને રસ્તે ઉતરયો!"

સુર જુલ્યન તે મા બેટાનો એ ભેટો મોજથી જોતો થોડેક દુર ઉભો હતો તે હવે આગળ આવ્યો.

"વહાલી, હવે એ દુખી ગેઇ ગુજરીનો ગમ કરવાનો નથી," તેણે કહયું, "તે બની નહીં હોય તેમ હવે તો આપણુને તે ભુલી જવાની છે."

"વહાલાં માતા, વહાલાં પીતા," રેકસે પાછો ને પાછો તેમને બગલગીર થતાં ઘણાં હેતથી કહયું, "તમે મારા જેવા એક હીણનસીબ બેટાને ખાતર કેટલું બધું ખમ્યું હોશે!"

"હવે તો હું એને મારી આંખ આગળથી જરા ખસવા દેવાની નથી," તે માતાએ મોહબતથી કહયું, ને પોતાનાં આંસુઓ વચ્ચેથી તે ઘણા મનોહર મીઠાસ સાથે તેના સામું જોઇ રહેતાં પાછી હસી.

——:o:——

## પ્રકરણ ૩૨ સું.

—:o:—

## સુખી સેવટ.

તે આખો દહાડો સુખ, મોજ અને આનંદનો હતો. રીચમંડ વીલાનો નામાંકીત મહેલ આજના જેટલો આનંદી આજ તક કદી કોઇને લાગ્યો હતો નહીં. બધાં મોંહ હસતાં સુખી ને સંતોષી દેખાતાં હતાં. રેકસ પોતાના માયાળુ માવ-

તરોની બાંહેધરી હેઠળ બધાંને મળ્યો હતો. ને નોકર નફરોએ વટીક પોતાના એ નવા નહાના શેઠનો અદબ મોટાં માન ને મોટાં સુખ સાથ મંજુર કર્યો હતો. રેકસ પાછો ને પાછો બધાં પોતાના ભાઇ બહેનોને મળ્યો હતો, ને તે બધાં તેનાપર હેતથી ઓઢઇ પંથરાઇજ જતાં હતાં.

અને તે રાત્રે પહેલીજવાર રીચમંડ વીલાના મેહેલના વારસ તરીકે તેણે જમવાની ટેબલપર પોતાના બેરોનેટ બાપની લગોલગ જગ્યા લીધી, ને કશીબી અદેખાઇ કે ફરીયાદના એકબી સણુસારા વગર ભલા જેમ્સે હડી જઇ પોતાના વડા હકદાર ભાઇને તેણે પોતે જે અત્યાર તક હક ભોગવ્યો હતો તે ખરાં દીલનાં સુખ સાથ સપુરદ કરી દીધો.

"તારા હકો છીણુવી લેવા વાસ્તે હું કેટલો દીલગીર છેઉં, જેમ્સ," તે બંને ભાઇઓ જમવા પછીથી અગાસીપર ચંદની ઘોરતા જરા એકલા પડયા ત્યારે. રેકસે ખરાં દીલની લાગણીથી કહયું.

"ત્હારી ઘણી ભુલ છે, વહાલા ભાઇ," જેમ્સે સમજાવ્યું. "માયજીએ વરસો તક ત્હારે વાસ્તે ગમ કીધોછ તે જો તું તેના ખરાં પ્રમાણુમાં જાને જો જાણુતે તો એમ તું બોલતેજ નહીં. તું માનવાનો નથી, રેકસ, પણુ માએજી તારા પાછા ફરવા બાબે કંઇ એટલી હદ સુધીના ખાત્રીપુર્વક હતાં કે જાણે મનેબી તેવણુ તેજ અનુમાનમાં ઘસડી ગયાં હતાં, ને તેથી મોડે વહેલે આવા કોઇ નસીબવાન સંજોગ માટે હુંબી વધતો ઓછો તઇયારજ થઇ રહેલો હતો ! મને તમો એક ઓછી બુધ્ધીનો અદેખો કે હલકત માનોછ, ભાઇ?"

"બચ્ચીત નહી," રેકસ તે નહાના બીરાદરને પાછો

પેટમાં ચાંપતાં પટપટયો. ટુંકમાં, એ રીતે રેકસને પોતાની આગેવાન જગ્યામાં અંસીકું કે અસાધારણ જરાબી લાગ્યું નહી, ને બધું સરૂજીત કુદરતી હોય તેમજ મામલો બંધ-બેસતી રવેસે પાછો તે મેહેલમાં ફેરવાઇને ગોઠવાઇ ગયો.

રેકસે પોતાની જીંદગીની તમામ વીતક વાત વીસ્તારીને તે વહાલા માતપીતાને કહી હતી, ને તેઓએ આંસુ અને વખાણુ વચ્ચેજ સાંભળી હતી, ઇંગ્રેજીમાં કહેલું છે કે વખત બધાંની કસોટી કરે છે, અને માઠા વખતમાં મનનું સમતોલ-પણું સાચવીને શુધ્ધતા સાથે પોતે જીંદગી ગુજારેલી હોવાનું જે પાછળ ફરી જોઇ શકે તેઓએ કસોટીમાં ખરાં આવેલાંજ કહેવાવાં ઘટે; ને તેવો હાલ રેકસનો હતો.

હીલ્ડા ભુલાઇ ન હતી, તેણીએ ઘર જતી રેહવા ઘણી જીદ કરી હતી, પણ સર અને લેડી જુલ્યને તે વાત મંજુર કરી નહી. રેકસની તેવીસમી વર્ષગાંઠ તે માતાએ યાદ કર્યું કે આઠ દીવસમાંજ એ પછી પડનાર હતી, ને એ દીવસ, તેથી બડી ઢીંગસ સાથે પાલવાનું મહેલમાં એક મતે નકકી થયું હતું.

તે દીવસે સર અને લેડી જુલ્યને એક મોટું ડીનર ને ડાન્સ આપવાનાં નોતરાં બાહેર પાડયાં હતાં. ને તે દીવસ સુધી હીલ્ડાને પાછી પોતાનાં પ્રૌઢ પ્યારના ઉમેદવારીની વાતથી નહી છંછેરવાનો જવાન રેકસે કાંઇ અજબ જેવી અગમચેતી વચ્ચે દાનાઇથી ઠરાવ કર્યો હતો.

અને તે દીવસ ઉગ્યો. આખી ખલકત તે દહાડે ખુશ-નુદ બનેલી નજરે આવતી હતી. સર જુલ્યને તે દીવસે પોતાની બહોળી જાગીરના તમામ ગરીબ ભાડુતોને પણ એક

મોટા પાયાપર જ્યાફત આપી, અને મુબારકબાદી ને ભેટ સોગાદનો ભલા રેકસ ઉપર તે દહાડે એક એક જાણે વરસાદજ તુટી પડયો.

મી૦ બ્લેક પણ આવ્યો હતો, તેને ચર ને લેડી જુલ્યને ઘણી ખોહસથી પોતાને ત્યાં એ મુબારક દીવસની ખુશબખ્તીમાં મેહમાન નોતર્યો હતો, અને કહેવાની જરૂર છે કે રેકસ પણ એ ઇજનની ઉલટમાં ખરા દીલનાં જોસ સાથે શામીલ થયો હતો?

તેઓ કોઇ ભુલીજ જઇ નહીં શકયાં કે રેકસને સવલી રાહે ઉતારનાર નેકબખ્ત આસામી એ ભલો શીક્ષક હતો. ભલાંઓ ભલાઇમાંજ સુખ માને છે, ને તે કીસમના ખરાં ભલાં જે થોડાક આદમીઓ થઇ શકે છે તે માંહેલો આ મી૦ બ્લેક એક હતો.

તેનો પોતાનો હર્ષ પણ તેના તનબદનમાં માયો સમાયો જતો ન હતો. જેની તેણે રાહનુમાઇ કરી અને જેને તેણે નેકીને રસ્તે પ્રેર્યો તે જશવંત કારજમાં તેને સારૂં લગાડનાર આવો એક કુલીન સપુત હતો એ તેને પોતાને માટે કોઇ રવેસે સુખનું કમ સાંધણુ થયું નહી, અને તેથી એવું એક ખરૂં ભલું કામ કરી શકવાનો તેનો પોતાનો સંતોશ તેનાં પરમ સુખથી ખાલી ન હતો.

અને તે સહાંજે પરોણાઓ આવ્યા પહેલાં તે માતાએ રેકસને પોતાની કને બોલાવ્યો

"દીકરા માહરા," તે માતાએ કહયું, "બધાંએ તને કંઇ નહી ને કંઇ તહારી આજની સાલગરેહની મુબારકબાદીમાં ભેટો આપી, ને મેં તો કંઇજ નથી આપ્યું?"

"એમ કેમ કેહોછ, મમાડીઅર?" રેકસે ઘણા હેત

સાથ જવાબ કર્યો. "તમારી ભેટની મને કમીજ શું છે? હું પગથી માથા તુલક તમો માયાળુ માવતરનાં–"

પણ તે હેતવંતી માતાએ તે વહાલાં ફરજંદને પુરો બોલવા દીધો નહીં.

"મેં તહારે વારતે આજની તહારી શુભ સાલગરેહની ખુશાલીમાં જાવેદન તકનાં સુખની એક નાદર ભેટ તઇયાર કીધીછ, મારા દીકરા," તે માતાએ ઉતાવલથી પાછું કહયું. "તે પાસેના ઓરડામાં છે. તું જા ને તે તહારે સ્વાધીન લે."

"પણ માતા–"

"માએબાપ જે હેતથી આપે તે બચ્ચાંઓએ તો મુંગે મોંહડે લેવુંજ જોઇએની?" તે માતાએ હસીને કહયું, "ને આએ તો વળી તને ઘણીજ ગમતી ભેટ છે!—જા—" અને રેકસ ઓશકાઇને તે જે કાંઇ હોય તે લેવા બાહાર ઉભો ઉભો કાંઇ જાસ્તી વાંધો હજી કરે તે આગમચ તેણીએ તેને હડસેલો મારીને પાસેના ઓરડામાં મોકલી દીધો.

અને ત્યાં તેણે શું જોયું! એક સોફાપર વાંચતી અસે-ટાયલી હીલ્ડા, બીલકુલ ગુલાબી રૂખશારો સાથે, ચમકી ઉઠી. શું એજ ત્યારે તેની માતાએ તેને આપવા કાઢેલી સઉથી નાદર, સઉથી દીલકસ, સઉથી વધતી માનીતી ભેટ હતી!

તેજ હતી. સર જુલ્યન અને લેડી રીચમંડે પોતાના દીકરાનાં પાક હેતની એ સર્વોપરી લાગણીની છુપી તપાસ કરી લીધી હતી, અને પછી હીલ્ડાનાં માનવંત માતપીતા જોડે મત કરીને તેઓએ એ વેશવાળ નકકી કરયું હતું. તે પછીજ તેઓએ હીલડાને પોતાની એ મરજીથી માહીત કરી હતી, અને હીલ્ડાનાં માતપીતા પણ આજ રાતના ડીનર માટે અત્રે ખાસ આવવા ત્રેનમાં સ્વાર થઇને નીકળી ચુકયાં હતાં.

અને એ બધા ખુલાસા વહાલી હીલ્ડાના પ્રિયકર હોઠોથીજ સાંભળી પ્યારઘેલો રેકસ હર્ષઘેલો થયો. અરે, જે હાથ પોતાના હાથમાં પકડવા જેટલી બી જે જવાંન હીંમત કરી શકતો ન હતો તે હાથનો ને તે હાથની સ્વરૂપવાન માલીકનો તે પોતે એક સદા સુધીને માટે મુખત્યાર માલીક થવા પામતો હતો એ શું પાક ખુદાની કાંઇ તેના પ્રત્યે કમ નવાઝીશ લેખાય! તે ગરીબ મોહતાજ મુફલીસ જેક બોલ્ટન હોપ તરીકે શીખી કેળવાઇને માનમાં આવ્યો, અને હવે રેકસ તરીકે રીચમંડ વીલાના વીશાલ મેહેલ ને બોહળી જાગીરાનો વારસ પુરવાર થવા ઉપરાંત ભવિશનો એક બેરોનેટ કેહેવાવા સાથે વળી હીલ્ડા જેવી એક તનોમન મધુરીનો ભવિશનો ભરથાર થવાને પણ ભાગ્યશાલી થયો એ શું તે બક્ષીસના ખાવીંદની કોઇ કમ કરમબક્ષેશ હતી!

હવે વધારામાં કહેવાનું કશું રહયું નથી. તેજ રાતના દમામદાર મેળાવડા સામે સર ને લેડી રીચમંડે પોતાના દીકરા ને વહુને તે માન પામેલી મીજલસમાં રજુ કર્યાં, ને–શુ નહાનાં કે મોટાં સર્વ કોઇએ ખુલ્લા હાથોના હેતવંતા આવકારથી રૂડી વધામણી વધાવી લીધી, સઉ રાજી થયાં–અને ઇનસાફને વાસ્તે કેહવું ઘટે કે રેકસનો એકવારનો હરીફ અને દુશમન લેસ્ટર પોતે પણ તેમાં ઉમેદ થયલો હતો પણ નારાજી નહીંજ. તેમી તેની મુબારકબાદીમાં તે દીલકસ જોડાં તરફ આયંદા મોકલાં મને હેતવંતોજ પુરવાર થયો, અને તે રાતનો મેળાવડો બેવડી ને ચોવડી ખુશાલીની ભારી ખુશી ખુરમી ને ખુશબખ્તીની વચ્ચેજ છેક મોડી રાતે વીસર્જન થયો.

(સમાપ્ત.)